# ઈંગ્લંડનો અર્વાચીન ઇતિહાસ

## ભાગ ૨ જો.

હાઇસ્કુલના સાતમા ધોરણ માટે



Registered [illegible]

રચી પ્રસિદ્ધ કરનાર.

**છગનલાલ ચુનીલાલ મહેતા**

બી. એ. એસ. ટિ. સિ. ડી. (ઓ. ન)

હેડ માસ્તર, પિપરડીવાલા હાઈ સ્કૂલ, ચાંદેર.

સોલ એજન્ટ્સ,

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ. નાણાવટ—સુરત.

સં. ૧૯૮૧. ઇ. સ. ૧૯૨૫.

કિંમત ૦—૧૦—૦.

# ઇંગ્લેંડનો અર્વાચીન ઇતિહાસ

## ભાગ ૨ જો.

હાઇસ્કુલના સાતમા ધોરણ માટે

રચી પ્રસિદ્ધ કરનાર,

છગનલાલ ચુનીલાલ મહેતા

બી. એ. એસ. ટિ. સિ. ડી. (ઓનર્સ)

હેડ માસ્તર, પિપર્ડિવાલા હાઈ સ્કુલ, રાંદેર.

સોલ એજન્ટસ,

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ-સુરત.

સંવત ૧૯૮૧. ઇ. સ. ૧૯૨૫.

કિંમત ૦-૧૦-૦.

# Introduction.

As far as my remembrance of old books goes, the first History of England in Gujarati was written by R. S. MAHIPATRAM RUPRAM NILKANTH. But it was written for the general reader and was, for aught I know, a Gujarati translation of DR. SMITH'S History of England. This little brochure, on the other hand, though a humbler attempt, is an original composition and is intended for use in Middle sceools. A history of England written in Gujarati is a literary attempt in the right direction, at least from the point of view of those who advocate teaching of history in the vernaculars of our country. In these days of national awakening and political activity, a careful study of history is indispensable, and MR. C. C. MEHTA has supplied a long-felt want and his history, written as it is in a simple, lucid and racy style, will prove a boon to young students.

India is our native land and it is but natural that we should be more interested in the history of our native land. But unfortunately the history of India for the last 1500 years was a 'drum and trumpet' history–the history of foreign invaders, foreign domination, court intrigues, plots and counter-plots, massacres and revolutions and ephemeral dynasties; the history of an ancient civilized nation torn by internecine discord, sunk in ignorance and superstition and 'Knowing nothing of its government except its exactions.' In short, it is but "a record of butchery of men by their fellowmen". But Providence in His mercy linked the destinies of India with those of the British nation. About the middle of the 18th century India came in contact with a civilized and progressive nation, whose history it is our highest interest to learn.

At a time when our people are awakened to a sense of national unity and aspire to self-government, it is incumbent upon us to study the history of England very carefully. The history of England is not merely the history of English sovereigns, their wars and their conquests, but it is the history of the rise and progress of those social and political institutions which working interdependently go to form the British Constitution. The study of this constitution in its various phases of development is as profitable to us as it is instructive.

A careful persual of the following pages will show that the author has successfully endeavoured to make his little History of England serve a double purpose:–it is a history of British sovereigns, their wars and conquests, and it is a narrative of the rise and development of the British people, their struggles for freedom, their laws, and the stable progressive government which we, people of India, share in common with them. I wish the author every success in his laudable work.

MANCHERSHA P. KAIKOBAD.

# અનુક્રમણિકા.

# ઇંગ્લેંડનો અર્વાચીન ઇતિહાસ.

## વિભાગ ૩

## ગ્રેટબ્રિટનની વૃદ્ધિ.

---

### પ્રકરણ ૧૪.

### પહેલો જ્યોર્જ ૧૭૧૪-૧૭૨૭.

**હેનોવર વંશ.** આન રાણીના મરણ પછી લગભગ બે મહિને જ્યોર્જ પોતાના પુત્ર સહિત ગ્રીનીચ બંદરે ઉતર્યો. પરદેશી હતો છતાં પ્રજાએ તેને સારો આવકાર દીધો કારણ કે અત્યારે પ્રજાને અવિગ્રહ, શાંતિ અને સુદૃઢ સરકારની જરૂર હતી. પાછળ આપણે જોઈ ગયા કે બીજા જેમ્સના પલાયન પછીનાં પચીશ વર્ષ દરમ્યાન બે ભારે યુદ્ધ થયાં,—૧. ૧૬૮૯થી ૧૬૯૭ સુધી ચાલ્યું હતું જેમાં વિલિયમને ઘણોખરો વખત ઇગ્લેંડ બહાર રહેવું પડ્યું હતું, અને જેનો અંત રિસ્વિકની સુલેહથી આવ્યો હતો; અને ૨. ૧૭૦૨થી ૧૭૧૩ સુધીનું જેમાં રણશૂરા માર્લબરોએ અનેક વિજય મેળવી પોતાની તથા ઇંગ્લેંડની કીર્તિ ઉજ્વળ કરી હતી. બ્રિટનને આ યુદ્ધોમાં દાખલ થવાનાં બે કારણો હતાં,—૧. હોલેન્ડની રક્ષા કરવા; અને ૨. ફ્રાન્સ સ્ટુઅર્ટ વંશને ઇંગ્લેંડમાં પાછો ન જમાવી શકે એવી વ્યવસ્થા કરવા. આ યુદ્ધોનો ખર્ચ એટલો બધો થયો હતો કે ૧૬૯૨માં શરૂ થએલું પ્રજાકીય દેવું બાવીશ વર્ષમાં લગભગ ચાર કરોડે પહોંચ્યું. અત્યારે લોકોને એવો રાજા જોઇતો હતો કે જે પાર્લમેન્ટ અને પ્રધાનમંડળને સરળ કારભાર કરવા દે અને જે વિદેશી વિગ્રહથી અળગો રહી રાજપાખંડીને પાછા આવવાની તક જ ન આપે.

**જ્યોર્જનાં લક્ષણ.** જ્યોર્જ આવા જ પ્રકારનો રાજા હતો. તેની ઉમ્મર ચોપ્પન વર્ષની થઈ હતી. તે કામમાં ધીરો અને દેખાવે બેડોળ હતો. ઇંગ્લેંડ કરતાં હેનોવર પર તેને વધુ પ્રીતિ હતી. તેને અંગ્રેજી ભાષા આવડતી નહિ; અંગ્રેજો તથા તેમના રીતરિવાજ તરફ તેને અણગમો હતો. રાજનીતિથી તે તદ્દન અપરિચિત હતો. બ્રિટિશ રાજ્યરીતિ વિષે તેનું જ્ઞાન એટલું બધું ઓછું હતું કે તેને કેવળ વ્હીગ પ્રધાનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવો પડયો. આ રાજ્ય દરમ્યાન વ્હીગોની એટલી બધી ઉન્નતિ થઈ ગઈ કે હવે પછીનાં છપ્પન વર્ષ દરમ્યાન દેશનો કારભાર વસ્તુતઃ તેમના હાથમાં જ રહ્યો.

**કેબિનેટ.** આ રાજાના રાજકીય અજ્ઞાનને પરિણામે રાજ્યરીતિમાં એક મહત્ત્વનો ફેરફાર થયો. અસલના સમયથી રાજા અમુક પુરૂષોને સલાહકાર નીમતો. આવા પુરૂષોની કાઉન્સિલને 'પ્રિવિકાઉન્સિલ' એ નામ અપાયું હતું. ક્રમે ક્રમે એવું થયું કે રાજ્યના કેટલાંક કાર્યોમાં ગુપ્તતા અને શીઘ્રતા જાળવવાનાં હોય છે તે માટે આ કાઉન્સિલ બહુ મોટી થઈ પડી. આને લીધે રાજાઓએ તેમાંના મુખ્ય મુખ્ય મંત્રીઓને જ સલાહ પુછવાનો રિવાજ કાઢયો. આવા મુખ્ય મંત્રીઓના મંડળને 'કેબિનેટ' નામ અપાયું કેમકે તેઓ કાઉન્સિલગૃહના 'કેબિનેટ' એટલે અંદરના ખાનગી ઓરડામાં બેસતા. તે સમયે આ મંડળોમાંના પ્રધાનો પ્રજાના નહિ, પણ કેવળ રાજાના નોકરો લેખાતા હતા. બીજા ચાર્લ્સ અને બીજા જેઈમ્સના રાજ્યમાં કેબિનેટમાં કેવળ રાજાના મિત્રો હતા. રાજા તેમને બરતરફ કરી શકતો. આન જેવી નરમ રાણી પણ પોતાના પ્રધાનોને બરતરફ કરતી. પરંતુ આધુનિક કેબિનેટ આથી કાંઈ ઓર વસ્તુ છે.

અત્યારે ચુંટણી થયા પછી જે પક્ષની વધુમતિ જણાય તેના આગેવાનને રાજા બોલાવે છે તથા પ્રધાનમંડળ નીમવા કહે છે. પછી તે પાર્લમેન્ટના સભ્યોમાંથી પોતાને ટેકો આપે એવા ઉમરાવો અને ગૃહસ્થો પસંદ કરે છે તથા દરેકને સાધારણ રીતે એકેક ખાતું સોંપી દે છે. આ પુરૂષો 'મિનિસ્ટ્રી' એટલે પ્રધાનમંડળ કહેવાય છે. વડો પ્રધાન તેમનો મુખી ગણાય છે.

આ રીતે દરેક પ્રધાનને ત્રણ જાતની ફરજ હોય છે,—૧. પાર્લમેન્ટના સભ્ય તરીકેની, ૨. પોતાના ખાતાના ઉપરી તરીકેની, અને ૩. મંત્રીમંડળના સભ્ય તરીકેની.

આ રીતે બનેલી કેબિનેટ વખતો વખત ખાનગી બેઠકો ભરે છે. ચઢતી કે પડતી થાય તો તે એક પ્રધાનની નહિ પણ આખા મંડળની થાય છે. સરકારનાં તમામ કાર્યો માટે એક પ્રધાન નહિ પણ આખુ મંડળ પાર્લમેન્ટને જવાબદાર છે. ગમે તે એક પ્રધાન વિષે ધિક્કારનો ઠરાવ પસાર થાય તો આખી કેબિનેટ રાજીનામુ આપી ખસી જાય છે અને તેને બદલે બીજી કેબિનેટ, જેનું આમસભામાં માન હોય તે આવે છે. કેબિનેટના સભ્યોની બહાલી બરતરફી વડો પ્રધાન જ કરી શકે છે. જો અમુક પ્રધાનને કેબિનેટનું અમુક કામ પસંદ ન પડે તો તે રાજીનામું આપે છે.

હવે આ વિગતિ છોડી આપણી અસલ વાત ઉપર આવીએ. વ્હીગ પક્ષે જ્યોર્જને ગાદી અપાવેલી હોવાથી તેણે ઇંગ્લેડમાં પગ મુકતાં પહેલાં માજી રાજ્યના ટોરી પ્રધાનોને વિદાય કર્યા. નવી પાર્લમેન્ટમાં વ્હીગોની બહુમતિ હતી. તેમણે ઓકસફર્ડ, બોલિંગબ્રોક અને ઓર્મન્ડ ઉપર જેકોબાઇટો સાથે ગુપ્ત રીતે ભળવા માટે રાજદ્રોહના આરોપ મુક્યા. ઓકસફર્ડને બે વર્ષ સુધી ટાવરગઢમાં કેદ કર્યો; અને બોલિંગ બ્રોક ને ઓર્મન્ડ ફ્રાન્સ નાસી છુટયા.

**હુલ્લડનો કાયદો.** હજુ સ્ટુઅર્ટોનો પક્ષ લેનારા ઇંગ્લેડમાંથી સાવ નાબુદ થયા ન હતા, તેથી પ્રજામાં ઘણી અસ્વસ્થતા પ્રસરી ગઈ. દેશમાં એવાં મોટાં અને ગંભીર હુલ્લડો થવા લાગ્યાં કે પાર્લમેન્ટને ૧૭૧૫માં હુલ્લડનો કાયદો કરવો પડયો. તેની મતલબ એ છે કે ટોળું જ્યાં ભેગું થયું હોય ત્યાં સરકારી અમલદારે આ કાયદો જાહેરમાં વાંચી સંભળાવવો; ત્યારપછી પણ જો તે શાંતિથી વિખરાઈ ન જાય તો અધિકારીઓ બળનો ઉપયોગ કરી તેમને વિખેરી નાંખે, અને તેમાં કોઇને નુકશાન થાય તો તેનું જોખમ સરકારને શિર ન ગણાય.

**પંદરનો બળવો.** સ્કોટલેન્ડ અને ઉત્તર ઇંગ્લેડમાં બળવો વધારે ભયંકર થયો. માર નામના સ્કોટ ઉમરાવની સરદારી હેઠળ હાઇલેન્ડરો, અને ડર્વેન્ટવોટરની સરદારી હેઠળ અંગ્રેજ જેકોબાઇટો તૈયાર થઈ ગયા. તેમની સામે ડ્યુક ઓફ આર્ગાઇલને મોકલવામાં આવ્યો. તેણે સ્કોટ સૈન્યને શેરીફમૂર આગળ હરાવ્યું. અંગ્રેજ જેકોબાઇટો પ્રેસ્ટન આગળ તાબે થઈ ગયા. એક મહિના પછી રાજપાખંડી સ્કોટલેન્ડમાં ઉતર્યો, પણ તેને નિરાશ થઈ પાછા ફ્રાન્સ જવું પડયું. ડર્વેન્ટવોટરને ફાંસીની સજા થઈ. આ હુલ્લડો અને બળવાથી પ્રજાની આંખ ઉઘડી. તેને લાગ્યું કે સરકારના હાથ મજબુત બનાવવાની જરૂર છે.

**સાત વર્ષનો કાયદો.** આ બળવાને લીધે પાર્લમેન્ટે ત્રિવાર્ષિક કાયદો હતો તે ફેરવી એમ ઠરાવ્યું કે રાજા એકની એક પાર્લમેન્ટ વધુમાં વધુ સાત વર્ષ સુધી રાખી શકે. આ કાયદો કરવાનો હેતુ એ હતો કે ચાલુ પાર્લમેન્ટમાં વ્હીગ બહુમતિ હતી તેને એમ લાગ્યું કે પ્રજા ચગડોળે ચડી છે અને બળવા થાય છે તેવે સમયે નવી ચુંટણી કરાવવી ઠીક નહિ. વળી એથી તેઓની સત્તા ચાર વર્ષ વધારે ટકી. અને તેથી આમસભા પ્રજાની પરાધીનતામાંથી કેટલેક અંશે છુટી. સભ્યો ફરી ચુંટાવાના હેતુથી પ્રજાને સંતોષવા ઇચ્છે તેમાં નવાઈ નથી; પણ પહેલાં ત્રણ ત્રણ વર્ષે પ્રજા પાસે મત માટે ખડા થવું પડતું તેને બદલે હવે સાત વર્ષ જેટલી લાંબી મુદત થઇ. આનો લાભ લઈ વ્હીગ પક્ષે પોતાની જમાવટ કરી. આ કાયદાનો મુખ્ય લાભ એ છે જે આમ સભા વધારે સ્વતત્ર બની અને વારંવાર રાજનીતિના ફેરફાર થતા અટક્યા. આ કાયદો ઠેઠ આપણા વખત સુધી ટક્યો. ૧૯૧૧માં સાત વર્ષને બદલે પાંચ વર્ષની મુદત નક્કી થઈ.

**લુઈનું મરણ.** દરમ્યાન ઇંગ્લેંડનો કટ્ટો શત્રુ ચૌદમો લુઈ ઇકોતેર વર્ષ સુધી રાજ્ય કરી ૧૭૧૫માં ગુજરી ગયો. તેનો પ્રપૌત્ર પંદરમા લુઇના નામથી દશ વર્ષની ઉમ્મરે ગાદીએ આવ્યો. આથી હવેનાં વીશ વર્ષ સુધી બ્રિટનને ફ્રાન્સ તરફની કનડગત રહી નહિ. ફ્રેન્ચ રાજરક્ષક ડ્યુક ઓફ ઓર્લીઅન્સે બ્રિટન અને હોલેન્ડ સાથે મૈત્રી બાંધી તથા એવું વચન આપ્યું

કે જો બ્રિટન પંદરમા લુઈ પછી મારા કુળમાં ફ્રેન્ચ ગાદી અપાવવામાં મદદ કરશે તો હું હેનોનર વંશને ટેકો આપીશ. પછી સ્પેઇને સિસિલી પર તરાપ મારી તેથી બ્રિટન અને ફ્રાન્સ બન્નેએ સ્પેઇનિ સામે યુદ્ધ માંડયું. સર જ્યોર્જ બિન્ગે સ્પેનીશ નૌકાને હરાવ્યું અને પછી થોડા વખતમાં સ્પેઇનને નમવું પડયું.

**બ્રિટિશ વેપારની વૃદ્ધિ.** હવે ઘેર તેમજ બહાર શાંતિ થવાથી બ્રિટિશ પ્રજાનું લક્ષ વેપાર તરફ દોરાયું, યુદ્ધો દરમ્યાન પણ વેપાર વધતો જતો હતો, બ્રિટિશ વેપારીઓ તુર્કી, ઇટલી, સ્પેઇનિ, પોર્ટુગલ, હોલેન્ડ, જર્મની, રશીઆ, નોર્વે, સ્વીડન, અમેરિકા, આફ્રિકા, અને ઈસ્ટ ઇંડીઝ સાથે વેપારી સબધ વધારી રહ્યા હતા. ૧૭૧૩માં યુટ્રેકટના તહનામાથી દરીયાપરનાં યુદ્ધો બંધ થયાં, સર્વત્ર શાંતિ પ્રસરી, અને વેપારનું કાર્ય સરળ બન્યું. જે લોકોએ ભૂતકાળના તોફાની જમાનામાં પૈસા સધરી રાખ્યા હતા તેમણે હવે પોતાનુ દ્રવ્ય વેપારમાં રોકવા માંડયું, અનેક ધધા કરનારી કપનીઓ ઉભી થઈ, તેમાં સૌથી નામાંકિત 'સાઉથ સી કપની',–દક્ષિણ મહાસાગરમાં વાણિજ્ય કરનારી કપની,–૧૭૧૧માં સ્થપાઈ હતી. શરૂઆતમાં તેનું કાર્ય ઘણું સારૂં ચાલ્યું અને તેના શેર ઉપર ખરીદનારાઓની પડાપડી થતી, પરંતુ આઠ વર્ષ પછી તેના ચાલકોએ એક જગી યોજનામાં ઝંપલાવ્યું, તેમણે સરકારને સૂચવ્યું કે જો તમે અમારી કપનીને અમુક ખાસ હક્ક આપો તો અમે તેના બદલામાં આખુ રાષ્ટ્રીય કરજ પતાવી આપીએ, બેન્ક ઓફ ઇંગ્લેંડે પણ આજ કાર્ય માટે માંગણી કરી, અને આ બે હરીફ કંપની હરાજીમાં રસાકસી પર આવી જઇ ખુબ વધી ગઈ. આખરે ૧૭૨૦માં સાઉથ સી કપની પાસે પોણો કરોડ પાઉન્ડ લઈ તેની માગણી સ્વીકારી.

**દક્ષિણ મહાસાગરનો પરપોટો.** આ યોજના વગરવિચારી, અને મૂર્ખતાભરી હતી. સારા સારા વેપારીઓ સમજતા હતા કે ચાલકો આવી પ્રચંડ રકમ જેટલો નફો મેળવે એ અશકય છે. રોબર્ટ વોલ્પોલ નામના સમજુ અને શાણા પુરૂષે એ વિષે પાર્લમેન્ટમાં ચર્ચા ચાલતી હતી ત્યારે

વિરોધ કર્યો હતો, પરંતુ તેનું બોલ્યું નિષ્ફળ ગયું. આખું ઈંગ્લેંડ, આ કંપનીને સરકારે ટેકો આપ્યો જોઈ, તેના શેર લેવા ગાંડુંઘેલું થઈ ગયું. ગામવાસીઓ જમીન વેચીસાટી રોકડ પૈસા લઈ શેરની ઉથલપાથલ કરવા લાગ્યા. શરાફો, ડાકટરો, વકીલો, અચાર્યો, રાંડીરાંડ સ્ત્રીઓ, સૌ કોઈ આ કંપનીના શેર દમ બાંધીને લેવા લાગ્યા. પરિણામે સોના શેરનો ભાવ હજાર જેટલો બોલાયો. આ શિવાય બદમાશોએ પ્રજાકીય ઘેલછાનો લાભ લેવા બીજી કેટલી ધુતારી કંપનીઓ ઉભી કરી, અને શેરબજાર બારે જુગારગૃહ બની ગયું. અંતે સાઉથ સી કંપનીના ચાલકોને એમ લાગ્યું કે આવી નાની કંપનીઓ આપણા શેરના ભાવ બગાડે, તેથી તેઓએ કેટલીકનાં બોપાળાં ખોલ્યાં, પરંતુ આ કાદવમાં હાથ નાંખ્યાથી તેમને પોતાને છાંટા ઉડયા. કંપનીઓ પરથી લોકોનો વિશ્વાસ ઉડી ગયો. સાઉથ સી કંપનીમાં જેમણે નાણાં રોકેલાં તેઓ બરાબર તપાસ કરવા લાગ્યા અને તેમને માલમ પડયું કે સાઉથ સી કંપનીનો કહેવાતો ગંજાવર નફો મળવો અશકય છે. તેઓએ પોતાના શેર ઉપરાઉપરી ગમે તે ભાવે વેચવા માંડ્યા. પરિણામે એ શેરના ભાવ જોતજોતામાં હજારના ઉડયા એકસો પાંત્રીશ થયા અને પછી તો છેક ગગડી ગયા. લોકોમાં હાહાકાર થઈ ગયો અને જે સરકારે એ યોજના મંજુર કરી હતી તેની સામે ક્રોધના પોકાર પર પોકાર થયા.

પાર્લમેન્ટે આ વિષે તપાસ ચલાવી અને તેમાં માલમ પડયું કે આ કંપનીમાંથી મોટા મોટા પુરૂષોએ પોતાનાં તગીયાં ટાઢાં કર્યાં છે. કેવળ દરબારીઓજ નહિ. પણ પાટવી કુંવર અને પ્રધાનોએ સુદ્ધાં ઉચે ભાવે પોતાના શેર વેચી અઢળક નફો કર્યો હતો. એક પ્રધાને આપઘાત કર્યો. ઉમરાવસભામાં વડા પ્રધાનપર આ વિષે હુમલા થવા લાગ્યા ત્યારે તેને ચક્કર આવ્યા અને ત્યાં અને ત્યાં તે મરણ પામ્યો. બીજો પ્રધાન લોર્ડ સન્ડરલેન્ડ રાજીનામું આપી ખસી ગયો. દક્ષિણ મહાસાગરનો પરપોટો ફુટી ગયો; કંપની ભાંગી પડી; સેંકડો સ્ત્રીપુરૂષો પાયમાલ થઈ ગયા. અને આ સ્થિતિમાંથી જે એકજ પુરૂષ પ્રજાનો ઉદ્ધાર કરવા સમર્થ હતો તેના ઉપર પ્રજાની નજર ઠરી. આ પુરૂષ કોણ? જેણે પ્રથમથીજ પાર્લમેન્ટમાં વિરોધ ઉઠાવ્યો હતો તે રોબર્ટ વોલપોલ.

**વોલપોલ વડો પ્રધાન.** રાજાએ ડહાપણુ વાપરી પ્રજાની ઇચ્છાનુસાર વોલપોલની સરદારી હેઠળ નવું 'પ્રધાનમંડળ નીમાવ્યું. અત્યાર પૂર્વે તેણે નાના અધિકાર ભોગવ્યા હતા. એક વખતે વિશ્વાસઘાત અને મલિનતા માટે તેણે ટાવરગઢ સેવ્યો હતો. સાઉથ સી કંપનીની નિંદા તેણે પહેલેથીજ કરી હતી, જોકે તેમાંથી થોડો ઘણો લાભ તેણે લીધો હતો. નીતિની દૃષ્ટિએ તે જમનાના પુરૂષો કરતાં તે વધારે સારો કે બુરો ન હતો. પરંતુ તેનામાં અલૌકિક રાજદ્વારી શક્તિ, અર્થવિદ્યાનું બહોળું અને વ્યવહારૂ જ્ઞાન, અસાધારણુ સામાન્ય બુદ્ધિ, અને માણસો પાસે કામ લેવાંની અજબ આવડત હતાં. તેણે આ ભયંકર સ્થિતિમાંથી પ્રજાને ઉદ્ધારવા, પહેલાં તો કંપની પાસે સરકારે લીધેલાં નાણાં તેને પાછા અપાવ્યા; પછી કંપનીના ચાલકોની મિલ્કત જપ્ત કરી વીશ લાખ પાઉન્ડ ઉભા કર્યા; ઉપરાંત કપનીની થોડી ઘણી મિલ્કત હતી; એ સઘળુ ભેગું કરી 'શેરહોલ્ડરો' ને બન્યા તેટલા પૈસા પહોંચાડ્યા. તેણે લોકોની હાય કાંઇક દૂર કરી.

હવેના વીશ વરસ દરમ્યાન વોલપોલ સૌથી આગળ પડતો પુરૂષ હતો. વડા પ્રધાન તરીખે વોલપોલ ઇંગ્લેંડમાં પહેલોજ હતો. જે પદવી આજદિન સુધી રાજા પ્રધાનમંડળમાં લેતા તે પદવી હવે વોલપોલને મળી. ગામવાસી હોવાથી તે ઝાઝું ભણેલો ન હતો. તેણે કોઇ મોટા સુધારા કર્યા નથી. વળી પાર્લમેન્ટના સભ્યોને લાંચ આપી, વશ કરી, પોતાનું ધાર્યું કરવાની યુક્તિનો પિતા તે ગણાય છે; અને એ વાત સાચીયે છે. તે સરળ મગજનો, વ્યવહારૂ, તથા સમય ઓળખી કામ કરનારો હતો. દેશની સ્થિતિ ઘણી અસ્થિર હતી એ તે સમજતો હતો અને આનાં બે કારણુ હતાં. કેથોલિકો અને ડીસેન્ટરો સામેના કાયદાના કડક અમલથી એ પક્ષવાળા બહુ ઉશ્કેરાયા હતા; અને ૨. કેટલાક ગામવાસી ટોરી ગૃહસ્થોની ઇચ્છા સ્ટુઅર્ટોને ગાદી અપાવવાની હતી.

વોલપોલ ગામવાસી હોવાથી તે પોતાના પક્ષમાં રસેલ, કેવેન્ડિશ વિગેરે મોટાં મોટાં વ્હીગ કુટુમ્બોને લઇ શક્યો. આ ઉમરાવ કુળોની

ઇચ્છા હેનોવરવંશ નીભાવવાની હતી. વળી તેમના હાથમાં ઘણા મતદારો હોવાથી તેઓ ધારે તેને પાર્લામેન્ટમાં મોકલી શકતા. ઉપરાંત 'ઓલ્ડ સેરમ' જેવા નષ્ટ થએલા કસ્બા, જ્યાં હાલ ગણ્યાં ગાંઠયા કુટુમ્બો વસતાં ત્યાં પૈસા વેરનારને અથવા લાગવગવાળાને મત મળતા. આ રીતે અર્ધા ઉપરના સભ્યો પ્રજાના સાચા પ્રતિનિધિ નહિ પણ સરકારના નીમેલા પુરૂષો જ હતા. પરિણામે વોલપોલને જોઈએ તેવી, કહે તેમ કરે તેવી આમસભા થતી.

આ રીતે મળેલી સત્તાનો સદુપયોગ કરી તેણે દેશ સમસ્તમાં શાંતિ પ્રસરાવી. શાંતિ તેને બહુ વહાલી હતી. ફ્રેન્ચોસાથે દોસ્તી કર્યાથી રાજપાખંડીને ઠંડો પાડયો. વળી કેથોલિક અને ડિસેન્ટરો સામેના જાપ્તા રદ તો ન કર્યા પણ એવી જોગવાઈ કરી કે તેનો અમલ થાય જ નહિ. ૧૭૨૨માં જેકોબાઈટ પક્ષ તરફથી એક નાનું છમકલું થએલું અને તેમાં ઉશ્કેરણી કરવા બદલ બિશપ એટરબરીને દેશનિકાલની સજા થઈ. પછી આયર્લેન્ડ સારૂ એક લાખ પાઉન્ડની કિંમતના ફાર્થિંગ અને હાફ્પેનીના સિક્કા પાડવાનું કન્ટ્રાકટ વૂડ, નામના અંગ્રેજ લુહારને સોપ્યાથી આયર્લેંડમાં મુશ્કેલી જાગી. આયરિશ પાર્લમેન્ટે એવો વાંધો ઉઠાવ્યો કે આવા સિક્કાથી અમારા દેશને નુકશાન થશે. વળી સ્વિફ્ટ નામના સાક્ષર પુરૂષને વોલપોલ પર દ્વેષ હોવાથી તેણે 'ડ્રેપિયર લેટર્સ' એ નામના સાત પત્રો પ્રસિદ્ધ કરી બળતામાં ઘી હોમ્યું. આયરિશ પ્રજા પુષ્કળ ઉશ્કેરાઈ ગઈ. પરંતુ સમજુ વોલપોલે ડહાપણ વાપરી પેલા હાફ્પેન્સ પાછા ખેંચી લીધા, એટલે સૌ સારાં વાનાં થયાં. આ પ્રકારે તેણે શાંતિ જાળવી તથા પ્રજાને ૯૭ સરકારની કદર કરવાનું શીખવ્યું. રૈયતને પણ એમ થયું કે આવા પ્રકારનો કારભાર હોય તોજ જીવનયાત્રા શાંત અને સુખી બની શકે.

**રાજાનું મરણ.** ૧૭૨૭માં હેનોવરમાં રાજા પોતાની ગાડીમાં જતો હતો તે વેળા મગજે લોહી ચઢી જવાથી તે એકાએક ગુજરી ગયો. તેના પછી તેનો પુત્ર ત્રિનહરકતે ગાદીએ આવ્યો. નવા રાજાને વોલપોલ ના પસંદ હોવા છતાં બહુ ઉપયોગી લાગવાથી તેને વડા પ્રધાન તરીખે ચાલુ રાખવામાં આવ્યો; અને રાજા બદલાયા છતાં દેશપર કંઈ ખાસ અસર થઈ નહિ.

# પ્રકરણ ૧૫.

## બીજો જ્યોર્જ. ૧૭૨૭-૧૭૬૦.

**નવા રાજાનાં લક્ષણ.** બીજો જ્યોર્જ અંગ્રેજી બોલી શકતો છતાં બાપની પેઠે તે પણ પૂરો જર્મન હતો. તે હઠીલો અને તામસી હતો. ઘણી વખત હૅનોવરના લાભ સાચવવામાં તે બ્રિટનનો ભોગ આપી દેવાની ઇચ્છા કરતો. પરંતુ બુનિયાત અને શાણી રાણી કેરોલીન ઉપર તેને બહુ મમતા હોવાથી તે તેના કહ્યા મુજબ વર્તતો. રાણી વૉલપોલની કિંમત જાણતી હોવાથી તેણે તેને પદભ્રષ્ટ થવા દીધો નહિ. પાછળથી આ રાજ્યના છેવટના ભાગમાં મહાન્ પિટ, (પાછળથી લૉર્ડ ચેથમ) ના હાથમાં રાજ્યની લગામ આવી. આ રાજ્ય ઇંગ્લંડના ઇતિહાસમાં કીર્તિકર લેખાય છે તેનું કારણ એજ કે રાજા પડે અનેક રીતે દોષપૂર્ણ છતાં તેના બે મંત્રીઓ મહા ચતુર અને બુદ્ધિશાળી હતા. તાજુબીની વાત એ છે જે આ બન્ને પુરૂષો જ્યોર્જને અણગમતા હતા.

**વૉલ્પોલની અર્થવિદ્યા.** હવેના દશ વર્ષમાં નોંધવા લાયક બનાવ ઝાઝા નથી. વૉલપોલ પોતાની કરકસરથી પ્રજાકીય કરજ કમી કરવા મથી રહ્યો હતો. સાથે સાથે તેણે ઘણી આયાત નિકાસ પરની જકાત કાઢી નાંખી. સંસ્થાનોને પરદેશ સાથે વેપાર ન કરવા દેવો એ મૂર્ખાઇ છે, એ રહસ્ય સમજવામાં વૉલપોલ પહેલો હતો. તેણે જ્યોર્જીઆ અને કેરોલીના નામના સંસ્થાનોને યુરોપના વિવિધ ભાગોમાં ચોખા મોકલવાની છુટ આપી. આ રીતે ઇટલી અને ઇજીપ્તના હલકા ચોખાને બદલે કેરોલીનાના સારા ચોખા વપરાવા લાગ્યા, અને સૌને ફાયદો થયો. ઉપરાંત તેણે બદર પર ઉઘરાવાતી જકાત ઘટાડવા યત્ન કર્યા; અને તેને બદલે આંતરિક દાણુ વસુલ કરવાની યોજના ઘડી. આ કાર્યમાં તે ફત્તેહમંદ નીવડ્યો હોત તો ઘણી દાણુ ચોરી બંધ થાત, લંડન દુનિયાની સર્વ પ્રજા માટે ખુલ્લું બંદર બનત, અને બ્રિટિશ વેપાર ખેવડાત. પરંતુ પ્રજા આ યોજનાનું

રહસ્ય સમજી નહિ. તેમણે એમ વિચાર્યું કે જકાત ઉઘરાતદાર આપણી દુકાને ઉઘરાણી કરતા આવે એ તો અસહ્ય કહેવાય. પરિણામે આંતરિક દાણ વિષેના બિલ સામે એવી ભારે હીલચાલ થઈ કે વોલપોલે તે બિલ પાછું ખેંચી લીધું. આવી રીતે તે પોતાનો મોભો ટકાવી શક્યો. પણ છેવટે તેણે એક એવી ભૂલ કરી દીધી કે જે ઘણીવાર લોકપ્રિય પ્રધાનોને ઘાતક નીવડે છે. તેને સત્તાનો અતિશય લોભ હોવાથી અને બીજાના હાથમાં અધિકાર જાય એ તેનાથી દેખ્યું જાય એમ નહતું તેથી તેના પ્રધાન-મંડળમાંના તમામ ઉત્તમ પુરૂષો આસ્તે આસ્તે ખસી ગયા. પરિણામે વિરોધ પક્ષ બહુ બળવાન બન્યો અને તેમાં પુલ્ટની, કાર્ટરેટ, અને ચેસ્ટરફીલ્ડ જેવા ધરખમ પુરૂષો નેતા રૂપે આવ્યા; ઉપરાંત જુવાનીઆમાં ઉત્તમ વક્તા તથા તનમનથી કામ કરનાર વિલિયમ પિટ હતો. આ પક્ષે 'દેશભક્ત' નામ ધારણ કર્યું, અને વોલપોલની અવિગ્રહનીતિ અને લાંચ રૂશ્વતની પધ્ધતિ સામે જબરો પોકાર ઉઠાવ્યો. દેશભકતોને પાટવી કુંવર (જેને રાજારાણી બન્ને સાથે અણબનાવ હતો) ની હુંફ હતી છતાં વોલપોલ ઠાવકે મ્હોડે તેમને બનાવતો, હલકા પાડતો. જ્યારે તેઓ દેશ-ભક્તિ, સ્વમાન વિગેરેની મોટી મોટી વાતો કરતા ત્યારે તે તેમને હસી કાઢી કહેતો કે "આ લોકોમાં ધીમે ધીમે અક્કલ આવતી જશે અને પછી તેઓ આ સર્વ ભુલી જશે." પોતાની ચિવટથી વોલપોલ ઠેઠ ૧૭૩૯ સુધી પ્રધાનપદ જાળવી શક્યો. પણ એ વર્ષમાં સ્પેઈન સાથે ઝઘડો જાગવાથી તેની પડતી શરૂ થઈ.

**કુટુમ્બી કરાર.** વાસ્તવિક રીતે જોતાં વેપાર અને સંસ્થાનોની બાબતમાં ફ્રાન્સ અને બ્રિટનને એક મેકની અત્યંત અદેખાઈ હતી; અને તેથી તેમને એક બીજાનો ભય હમેંશ રહેતો. પંદરમો લુઈ અપુત્ર હતો તથા હવે તેને તેના કાકા ફિલિપની બહીક ન હોવાથી તેમના વચ્ચે ૧૭૩૩માં કુટુમ્બી કરાર થયા. તેની મતલબ એ હતી કે સ્પેઈન વાળા દક્ષિણ અમેરિકાનો વેપાર બ્રિટન પાસેથી પડાવી લઈ ફ્રાન્સને સોંપવો, અને ફ્રાન્સે સ્પેઈનને જીબ્રાલ્ટર પાછું મેળવવામાં મદદ કરવી આ મસલ-

તની તે સમયે તો કોઇને જાણ થઈ નહિ. પણ તેમાંથી બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે દુનિયાના વેપાર અને સંસ્થાનો માટે એક લાંબા ઝઘડાનું મંડાણ થયું.

**જેન્કિન્સના કાન વિષેનું યુદ્ધ.** સ્પેઇનને બ્રિટન સાથે લડવાનું બહાનું કાઢવું કાંઈ કઠણ નહતું. યુટ્રેકટના તહનામામાં એમ નક્કી થયું હતું કે દર વર્ષે દક્ષિણ સાગરમાં બ્રિટનનું એક છસો ટનનું વહાણ જઈ શકે. આ વહાણની શરત બરાબર પળાતી ન હતી. ઠેઠ સુધી એક જ વહાણ જતું, પણ બીજા નાનાં વહાણો નજીકમાં ફર્યા કરતાં. મોટા વહાણમાંથી દિવસ દરમ્યાન થોડોઘણો માલ ઉતરતો, અને રાત પડતાં પેલાં નાનાં વહાણો પોતાનો માલ તેમાં ભરી દેતા. આ રીતની લુચ્ચાઇથી એક કરતાં વધારે વહાણ જેટલો માલ ઉતારવામાં આવતો. આ શિવાય દાણચોરીથી કેટલોક બ્રિટિશ માલ અમેરિકાના સ્પેનીશ બંદરોમાં ઉતરતો. આ લુચ્ચાઈ અટકાવવા સ્પેઇનવાળાઓએ દરિયાપર ફરતાં વહાણોની જડતી લેવા માંડી. આમાંથી વારવાર તોફાન થતાં, અને ‘ કુટુમ્બી કરાર ’ થયા પછી વધારે સખત તોફાન થવા લાગ્યાં. ૧૭૩૮માં જેન્કિન્સ નામના કપ્તાને પાર્લમેન્ટ સમક્ષ ફરિયાદ કરી કે સ્પેઇનવાળાઓએ મારા કાન કાપી નાંખ્યાં, અને આપણી પ્રજાને અને રાજાને ગાળો દીધી. આ હકીકતની સત્યતા વિષે ઘણો સંશય છે. વોલપોલે શાંતિ જાળવવા પોતાથી બનતું કર્યું પણ દેશભક્તોએ જેન્કિન્સના કાનવાળી વાતનો પૂરો લાભ લઈ લોકોને ખૂબ ઉશ્કેર્યા, અને વોલપોલને મરજી વિરૂદ્ધ યુદ્ધમાં ઉતરવું પડયું. લડાઈ થયાથી લોકોને મહાઆનંદ થયો અને તે પ્રગટ કરવા તેમણે ઘટ વગડાવ્યા ત્યારે વોલપોલે કટાક્ષમાં કહ્યું કે “ હમણાં ભલે ઘંટ વગાડો (ring) પણ ટુંક વખતમાં તમે જ હાથ ઘસતા થશો. (wring).

**વોલપોલની પડતી.** તેનું કહેવું ખરૂં હતું. પણ તેણે રાજીનામું આપી યુદ્ધપક્ષવાળાઓને કારભાર સોંપવો જોઈતો હતો. યુદ્ધની શરૂઆત ઠીક ન થઈ એટલે રૈયત વોલપોલનો દોષ કાઢવા લાગી. વળી બીજે વર્ષે યુરોપમાં એક મોટું યુદ્ધ જાગ્યું તેમાં આ યુદ્ધ મિશ્રિત થઈ ગયું. આ

સાલના શિયાળામાં સખત હીમ પડવાથી પાક ખરાબ ઉતર્યો અને ઇંગ્લૅંડ તથા આયર્લૅન્ડ મહા આફતમાં આવી પડ્યાં. પાંઉરોટીનો ભાવ ઘણો વધી ગયો, અને સરકારનો દોષ કાઢવામાં સદા તત્પર એવી પ્રજાએ વૉલપોલ વિરુદ્ધ હાહાકાર મચાવ્યો. બેતાળીશના આરંભમાં ખૂબ કંટાળી તેને રાજીનામું આપવું પડયું. અસલના રિવાજ મુજબ તેના દુશ્મનોએ તેને રાજદ્રોહી ઠેરવવાની તજવીજ કરી, પરંતુ હજુ તેના મિત્રો ઘણા હતા તેથી તેને અર્લ ઑફ ઑર્ફર્ડનો ખિતાબ અને ચાર હજારનું વર્ષાસન મળ્યાં. અત્યારસુધીની ઇંગ્લૅંડની તવારીખમાં મુખ્ય પ્રધાનની પદવી પરથી ઉતરતી વેળા સજાને બદલે શાબાશી મળી હોય તો તે વૉલપોલને પહેલી વાર જ, આ વસ્તુ સિદ્ધ કરે છે કે સત્તા વ્યક્તિગત મટી આખી આમસભાના હાથમાં આવવા લાગી હતી. પૂર્વે કોઇપણ અપ્રિય પ્રધાનને કાઢવાનો એકજ રસ્તો હતો અને તે તેને રાજદ્રોહી ઠરાવ્યાથી. પણ હવે રાજલગામ આમસભાને હાથ આવવાથી એવું બન્યું કે પ્રધાનને દૂર કરી શકાય અને વળી તેને કરેલી સેવા બદલ ખિતાબ આપી ઉમરાવ સભામાં મોકલી અપાય.

**ઑસ્ટ્રીઆની ગાદી વિષેનો વિગ્રહ.** વૉલપોલની પડતી સાથે છેલ્લાં પચ્ચીશ વર્ષથી ચાલતી ફ્રાન્સ સાથેની અવિગ્રહ નીતિનો અંત આવ્યો, નવું પ્રધાન-મંડળ જ્યોર્જની ઇચ્છા મુજબ વર્તવા તયાર હતું, એટલે કે હેનોવરના રક્ષણાર્થે યુરોપી યુદ્ધમાં સામેલ થવાની તરફેણમાં હતું. આ યુદ્ધ સળગ્યું કેવી રીતે તે હવે જોઈએ. મહારાજા છટ્ઠો ચાર્લ્સ અપુત્ર હોવાથી તેણે યુરોપનાં મોટાં રાજ્યોને 'પાદશાહી ફરમાન' નામના ખત પર સહી કરવા સમજાવ્યા, તેની મતલબ એ હતી કે ચાર્લ્સનું વિશાળ રાજ્ય તેની પુત્રી મેરીઆ થેરેસાને મળે. પણ ૧૭૪૦માં ચાર્લ્સનું મોત થયું ત્યારે બ્રિટન અને હોલૅન્ડ શિવાય સહી કરનારામાંના કોઇપણ તે કબુલાત મુજબ વર્તવા રાજી ન હતા. પ્રશિઆવાળા ફ્રેડરીકે સાઇલેશિયા પ્રાંત લઈ લીધો. બાવેરીઆએ ઑસ્ટ્રીઆની માંગણી કરી તેમાં ફ્રાન્સ તથા સ્પેઇને તેને ટેકો આપ્યો. મેરીઆ થેરેસ્સા પોતાના હક્કને માટે કમ્મર કસીને પુષ્કળ લડી; અને આ યુદ્ધ લગભગ નવ વર્ષ ચાલ્યું. બળતુલા માટે થએલાં યુદ્ધોનો આ યુદ્ધ એક ભાગ લેખી શકાય.

**બળતુલાના સિદ્ધાન્તનો** પાયો એ છે જે રાજ્યસંધીઓ એવી ખુબીથી ગોઠવાય કે સામસામાં પાસાં સમતોલ રહે. જો એકાદ રાજ્ય અતિ બળવાન થઈ પડતું હોય તો બીજાં રાજ્યોએ તેના વિરૂદ્ધ એક્કો કરી નિર્ભય બનવું. "સંધી વિગ્રહ કરતી વેળા સગપણ, પ્રીતિ, કે ન્યાયાન્યાય કરતાં બળતુલા ઉપરજ નજર રાખવી, અને જે પલ્લું ભારે થઈ જવા આવેલું માલુમ પડે તેને તો હલકુંજ પાડવું".

આ યુદ્ધમાં જોડાવાને બ્રિટનને બહાનું એ હતું કે તેણે પાદશાહી ફરમાન પર સહી હતી. રાજા જાતે લડાઈમાં ઉતર્યો તથા ૧૭૪૩માં તેણે ડેટિન્જનની લડાઇમાં ફ્રેન્ચોને હરાવ્યા. આથી વોલપોલ જે વસ્તુ દૂર રાખવા માંગતો હતો તે આગળ આવી. ડેટિન્જનનું વેર વાળવા ફ્રાન્સે છોટા રાજપાખંડીને (બીજા જેમ્સના પૌત્રને) પદર હજારનું સૈન્ય આપી ઇંગ્લેંડ મોકલ્યો. પણ માર્ગમાં તોફાન જાગવાથી તે ઇંગ્લેંડ પહોંચી શકયો નહિ. બીજે વર્ષે ફ્રેન્ચ સરદાર માર્શલ સેકસે અંગ્રેજોને ફોન્ટીનોય આગળ હરાવ્યા અને છોટો રાજપાખંડી સ્કોટલેન્ડમાં ઉતર્યો.

**પીસ્તાળીસનું બંડ.** પ્રથમ તો એમ લાગ્યું કે વોલપોલનું કરેલું કારવેલું સઘળું ધૂળમાં મળશે. છોટો રાજપાખંડી ખુબસુરત, બહાદુર અને નૌજુવાન હતો. હાઈલેન્ડરો તેની મદદે ટોળે થયા દોઢેક હજારનું લશ્કર થયું એટલે તે એડિનબરોમાં દાખલ થયો અને ત્યાં પોતાના પિતાની આણ ફેરવી. તેની સામે ઇંગ્લેડથી સૈન્ય આવ્યું પણ હાઈલેન્ડરોએ તેને પ્રેસ્ટન-પેન્સની લડાઈમાં કાપી નાંખ્યું. 'ફાંકડો ચાર્લ્સ' હવે આખા સ્કોટલેન્ડનો ધણી થઈ પડયો અને દોઢ મહિના પછી તેણે ઇંગ્લેડપર ચઢાઈ કરી.

પરંતુ અહીં તેની આંખો ખુલી ગઈ, અંગ્રેજ પ્રજાએ બન્ને જ્યોર્જના રાજ્યમાં શાંતિનાં મીઠાં ફળ ચાખ્યા હતાં, અને ફરી લડવા વઢવા તે રાજી ન હતી. લોકો કુંવરને, તેના સૈન્યને જોવા ભેગા થયા પણ એ ઉપરાંત તેઓએ કશું કર્યું નહિ થોડા વખતમાં તેના સલાહકારોને લાગ્યું કે અંગ્રેજ લશ્કર પુષ્કળ છે, તેથી તેમણે કુંવરને પાછા ફરવાની

સલાહ આપી. ફૅાકર્ક આગળ કેની જીત થઈ, પણ થોડાક મહિના પછી ડયુક ઓફ કમ્બરલેન્ડે તેને કલોડનની લડાઈમાં સજડ હાર ખવડાવી. આ પછીના પાંચ મહિના ચાર્લ્સને હાઈલેન્ડના પહાડી પ્રદેશોમાં રખડવું પડયું. તેને શોધી કાઢવા અનેક પુરૂષો પાછળ પડયા હતા. પણ તેના મિત્રોએ ખાસ કરીને ફ્લોરા મેકડોનલ્ડ નામની બાઈએ તેને ગુપ્ત રાખ્યો હતો. આખરે છુપાવેશે તે ફ્રાન્સ નાસી છુટયો.

**સ્ટુઅર્ટોની છેવટ.** સ્ટુઅર્ટ વંશને લાવવાનો આ છેલ્લો પ્રયાસ હતો. મોટો રાજપાખંડી ૧૭૬૬માં ફ્રાન્સમાં ગુજરી ગયો અને બાવીશ વર્ષ કેડે તેનો પુત્ર નાનો રાજપાખડી રોમમાં મરણ પામ્યો. ડયુક ઓફ કમ્બરલેન્ડે પરાજિત થએલા હાઈલેન્ડરો પર એવો કેર વર્તાવ્યો કે તેને 'ખાટકી' ઉપનામ અપાયું. કેટલાક સ્કોટ ઉમરાવોને ગરદન માર્યા. વળી અત્યાર સુંધી હાઈલેન્ડરોમાં ટોળીઓ હતી અને દરેક ટોળી પર એકેકો મુખી રહેતો, તે મુખીની તેની ટોળીપરની સત્તા હવે રદ કરમામાં આવી. આથી એ લોકો રાજાના સીધા સંબંધમાં આવ્યા. ઉપરાંત હાઈલેન્ડરોને હથિયાર રાખવાની તથા તેમનો ખાસ પોશાક પહેરવાની મના કરવામા આવી. આવા જુલમથી તેઓ ઘણો વખત બેચેન અને દુ:ખી બન્યા, પણ બાર વર્ષ પછી પિટે તેમની ખાસ પલટનો બનાવી તેમને બ્રિટનના યુદ્ધમા મોકલવાનો રિવાજ સ્થાપ્યો. ત્યારથી આજ સુધી હાઈલેન્ડરોએ પરાક્રમ અને વફાદારી માટે ઉત્તમ નામના મેળવી છે.

**ધાર્મિક ઉપદેશકો.** આ બધાં વર્ષો દરમ્યાન, યુદ્ધ અને બળવાથી દેશ હેરાન હેરાન થઈ ગયો હતો. ધર્મ કે ધર્માચાર્યો વિષે કશું વાંચવામાં આવતું નથી. વોલપોલની ઝંખના દેશમાં સુલેહ શાંતિ ને લાવવાની હતી. સમાજ ના ઉત્તમ વર્ગમાં ધર્મ અને નીતિ લગભગ અદૃશ્ય બન્યાં હતાં. જીલ્લામાંના ધર્માચાર્યો ઘણાખરા જેકોબાઇટો હોવાથી તેઓ લોકોને બોધ દેવાનું પોતાનું ખરૂં કામ છોડી રાજદ્વારી બાબતોમાં માથું મારતા હતા. વસ્તી જેમ જેમ વધતી ગઈ તેમ તેમ લોકો વધારે દુષ્ટ અને દુરાચરણી બનતા ગયા. આ દયાજનક અને શોકજનક પરિસ્થિતિને પરિણામે વહાઇટફીલ્ડ

અને વેસલી નામના ધર્માચાર્યો દેવળોમાં તેમજ બહાર ખુલ્લાં મેદાનોમાં વ્યાખ્યાનો આપવા લાગ્યા. શહેરોનો મજુર વર્ગ તથા ગામડાવાળા દૂરદૂરથી તેમનાં નૈતિક બોધ સાંભળવા મેદાનોમાં ટોળે થતા. ધર્મખાતાએ સમાજ સુધારણાનું મહા કાર્ય વિસારે મુકયું હતું તે આ બે મહા પુરૂષો લઈ બેઠા. તેમના અનુયાયીઓ 'મેથોડિસ્ટ' અને 'વેસ્લીઅન' નામથી આજે પણ ઇંગ્લેડ અને અમેરિકામાં પ્રખ્યાત છે. તેમનું ઉત્તમ કાર્ય એ હતું કે તેમણે અંગ્રેજ રાષ્ટ્રધર્મમાં જાગ્રતિ આણી અને ધર્માચાર્યોને શહેરોમાં અને ગામોમાં કામ કરતા બનાવી દીધા.

**એ-લા-શાપેલનું તહનામું.** હવે પછીનાં આઠ વર્ષ દરમ્યાન ૧૭૪૮ થી ૧૭૫૬ સુધી રાજ્યમાં શાંતિ રહી. હેન્રી પેલ્હામ નામનો બુદ્ધિશાળી પુરૂષ આ વેળા વડો પ્રધાન હતો. તેણે દૃઢતાથી અને ભલી રીતે રાજ્યવહીવટ ચલાવ્યો. ૧૭૪૮માં એલા શાપેલમાં તહનામું થયાથી યુરોપી યુદ્ધનો અંત આવ્યો. આ યુદ્ધનું ખર્ચ બ્રિટનને બેસુમાર થયું હતું, અને તેના બદલામાં પૃથ્વી પ્રદક્ષિણા કરવા અને સ્પેઇનનાં વહાણો લુંટવા નીકળેલો એન્સન દશ લાખ ડોલરની કિંમતનો માલ લુંટી લાવ્યો તે શિવાય બીજી કોઈ પ્રાપ્તિ થઈ નહિ. પરંતુ આથી એક મહાલાભ એ થયો કે સ્ટુઅર્ટોનો ભય સદાને માટે નિર્મૂળ થયો અને ગ્રેટ બ્રિટનની દરિયાઈ સત્તા વધી.

**નવી ઢબનું પંચાંગ.** ૧૭૫૧માં યુવરાજ ફ્રેડરિક ગુજરી જવાથી તેનો બાળપુત્ર જયોર્જ ગાદી વારસ બન્યો. આજ વર્ષે વર્ષના દિવસ ગણવાની નવી પદ્ધતિ અમલમાં આવી. કેથોલિક દેશોમાં તો પોપ ગ્રેગરિએ એ પદ્ધતિ દોઢસો વર્ષ પૂર્વે દાખલ કરી હતી. જુની પધ્ધતિ પ્રમાણે દર ચારસો વર્ષે ત્રણ દિવસ વધારે ગણાઈ જતા. આ ભૂલ દુરસ્ત કરવા દર સોવર્ષે એક દિવસ કપાય છે, અને લાગલગટ આમ ત્રણ સદી સુધી થયા પછી ચોથી સદીમાં એ દિવસ કપાતો નથી. આ રીતે પેલા ત્રણ દિવસની ભૂલ દુરસ્ત થાય છે. બ્રિટને અત્યાર સુધી એ સુધારો કર્યો ન

હતો તેથી અત્યારે અગીઆર દિવસનો ફેર પડી ગયો હતો. ફ્રાન્સ અને જર્મનીમાં જે દહાડે ચૌદમી સપ્ટેમ્બર આવતી હતી તે દિવસે ઇંગ્લેંડમાં ત્રીજી સપ્ટેમ્બર થતી હતી. ૧૭૫૨માં એવો ઠરાવ થયો કે આ અગીઆર દિવસ ઉડાવી દેવા અને નવી ગણત્રી–પદ્ધતિ અમલમાં મુકવી કેટલાક અજ્ઞાન લોકો એમ સમજ્યા કે આથી તેમને અગીઆર દિવસની ખોટ ગઇ, અને તેમણે તોફાન પણ મચાવ્યાં. વળી વર્ષની શરૂઆત માર્ચની પચ્ચીશમીએ થતી તેને બદલે જાન્યુઆરીની પહેલીથી રાખી.

**ઇસ્ટ ઇંડિયા કંપની.** ૧૭૪૮થી ૧૭૫૬ના આઠ વર્ષના ગાળા દરમ્યાન બ્રિટનની અંદર શાંતિ હતી એ વાત ખરી, પરંતુ વિદેશમાં વસતા અંગ્રેજો ફ્રાન્સ સાથે યુદ્ધ ચલાવતા જતા હતા. સોળમી સદીને છેલ્લે દિવસે ઇલિઝાબેથ રાણીએ એક અંગ્રેજ વેપારીમંડળને ઇસ્ટ ઇંડીઝ સાથે વેપાર ચલાવવા માટે પટો આપ્યો હતો. એ રીતે સ્થપાએલી ઇસ્ટ ઇંડિયા કંપનીએ તે પછીના દોઢસો વર્ષ દરમ્યાન હિંદુસ્થાનના કિનારા પર પેઢીઓ જમાવી હતી. ૧૬૧૩માં સુરતમાં કોઠી સ્થપાઈ હતી. ૧૬૪૦માં ફોર્ટ સેન્ટ જ્યોર્જની કોઠી સ્થપાઈ અને તેની આજુબાજુ મદ્રાસ શહેર વસ્યું. ૧૬૬૨માં બીજા ચાર્લ્સને પહેરામણીમાં મુંબઈ મળ્યું તે તેણે કંપનીને જુજ કિંમતે આપી દીધું. બાદ ૧૬૯૮માં એક બીજી અંગ્રેજ કંપનીએ હુગલી નદી પર ફોર્ટ વિલિયમ બાંધ્યો અને તેની આસપાસ કલકત્તા નગર વસ્યું. ચાર વર્ષ કેડે આ બે કંપની એક થઈ ગઈ આ ત્રણે સ્થળોએ એકેકો ગવર્નર અને થોડું લશ્કર, મુખ્યત્વે દેશીઓનું રખાતું. આ સોદાગરો સ્થાનિક નવાબોને પોતાના વપરાશની જમીન માટે વાર્ષિક મહેસૂલ ભરતા.

**ફ્રેન્ચ કંપની.** અંગ્રેજોની જેમ ફ્રેન્ચોની પણ એક કંપની હતી. તેમનું થાણું મદ્રાસથી સોએક માઇલ દક્ષિણે પોન્ડીચેરીમાં હતું. આ બે યુરોપી કંપનીઓ એક બીજાની ઘણી ઇર્ષ્યા કરતી. અને યુરોપમાં ૧૭૪૮ પહેલાંનાં ત્રણ વર્ષો દરમ્યાન એ બે પ્રજાઓ વચ્ચે યુદ્ધ ચાલતું હતું ત્યારે

હિંદુસ્તાનમાં પણ તેઓ લડ્યા હતા. ફ્રેન્ચોએ મદ્રાસ સર કર્યું પણ ઍલાશાપેલની સુલેહ થતાં તે પાછું અંગ્રેજોને આપવું પડ્યું.

**ડુપ્લી અને કલાઇવ.** ૧૭૪૮માં દિલ્હીવાળો મહાન મોગલ અને દખ્ખણનો નિઝામ બન્ને ગુજરી જવાથી તેમના હાથ નીચેના નવાબો માંહોમાંહે લડવા લાગ્યા. આ સમય અનુકૂળ જોઈ, દેશીઓની ફાટફુટ વધારી મહત્ત્વાકાંક્ષી ડુપ્લી દખ્ખણનો ધણી થવા ઇચ્છતો હતો. પોતાની પસંદગીના પુરૂષોને નિઝામી તથા આર્કટની નવાબી અપાવી થોડો વખત તો તેણે આખો દેશ હાથ કર્યો. અંગ્રેજો માટે આ સમય એવો કટોકટીનો હતો કે તેમને મદ્રાસમાંથી નાસવું પડશે એવી દહેશત લાગતી હતી. તેમનો મિત્ર મહમદઅલી ત્રિચિનોપલ્લીમાં ઘેરાયો હતો. આ સંકટ સમયે રોબર્ટ કલાઇવે તેમને ઉગાર્યા. હિંદમાં બ્રિટિશ સામ્રાજ્યનો પાયો નાંખનાર આ પુરૂષ હતો. તેનાં પરાક્રમ હિંદુસ્તાનના ઇતિહાસમાં વર્ણવાતાં હોવાથી અહીં તે વિષે ઉલ્લેખ કરવાની જરૂર નથી. ડુપ્લીએ પાછળથી પુષ્કળ પ્રયાસ કર્યો પરંતુ ગએલી સત્તા તે પાછી મેળવી શક્યો નહિ. ફ્રેન્ચ સરકારે તેને સ્વદેશ બોલાવી લીધો; ૧૭૫૪માં સુલેહ થઈ, અને થોડા વખત માટે લડાઈ શાંત થઈ.

**અમેરિકામાં અંગ્રેજ અને ફ્રેન્ચ.** આ પ્રમાણે હિંદુસ્તાનમાં આ બે પ્રજા વચ્ચેનું યુદ્ધ શમ્યું ત્યાં બીજી દિશામાં ઝઘડો શરૂ થયો. ૧૭૫૪માં અમેરિકામાં તેમની વચ્ચે ઝપાઝપીનો આરંભ થયો. અત્યારે ઉત્તર અમેરિકામાં અંગ્રેજોનાં તેર આબાદ સંસ્થાન હતાં. તે બધાં પૂર્વ કિનારે હતાં. તેમની ઉત્તરે ફ્રેન્ચ સંસ્થાનો હતાં. ફ્રેન્ચોએ દક્ષિણ કેનેડા હાલ ક્વિબેક પ્રાંત કહેવાય છે તે ભાગ કબજે કર્યો હતો. વાયવ્ય ખુણામાં લાલ ઇંડીઅનો વસતા હતા; નૈઋત્યમાં લુઇઝીઆના નામનું ફ્રેન્ચ સંસ્થાન હતું. ઘણો વખત સુધી વાયવ્યમાં આવેલો દેશીઓનો મુલક અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે તકરારનું મૂળ થતો હતો. એલીધાની પર્વતની પશ્ચિમનો તમામ પ્રદેશ ફ્રેન્ચ લોકો પોતાનો હોવાનો દાવો કરતા હતા. તેમણે તે

પ્રદેશમાં વસતા અંગ્રેજોને બહાર કાઢયા. આનું વેર વાળવા અગ્રેજોએ નોવા સ્કોશીઆમાં વસતા ફ્રેન્ચોને હાંકી મુકયા. પછી હેલીફેકસ નામનું સંસ્થાન સ્થાપી અગ્રેજો ઓહિઓ નદીને કાંઠે કાંઠે આગળ વધ્યા, અને એક કિલ્લો બાંધવા માંડયો. ફ્રેન્ચ ગવર્નર ડુકવેસ્નેએ મોટું સૈન્ય મોકલી તેમને ત્યાંથી કાઢયા; તથા ત્યાં ફોર્ટ ડુકવેસ્ને નામનો કિલ્લો બાંધ્યો. બાવીશ વર્ષનો નૌજુવાન જ્યોર્જ વોશિંગટન આ કિલ્લો સર કરવા ગયો પણ પોતાનું લશ્કર બહુ નાનું હોવાથી તેની ધારણા ફળીભૂત થઈ નહિ. પછી ડુકવેસ્નેની જગાએ મોન્ટકામ નામનો નવો ફ્રેન્ચ ગવર્નર આવ્યો, તેની ઇચ્છા એવી હતી કે ડુકવેસ્ને, નાયગરા, અને ટિકોન્ડરોગા એ ત્રણે કિલ્લાની વચ્ચેનો તમામ મુલક તાબે કરવો અને વચમાં વચમાં નાના નાના કિલ્લા બંધાવવા, જેથી પશ્ચિમ બાજુમાં અગ્રેજોનો પગ થાયજ નહિ. આ વાતની ખબર પડતાં બ્રિટિશ સરકારે સંસ્થાનીઓની ગભીર સ્થિતિ જોઈ જનરલ બ્રેડોકને બે હજાર આદમી સાથે અમેરિકા મોકલ્યો. દુર્ભાગ્યે બ્રેડોક અમેરિકાના જગલમાં થઇ જતો હતો તે વેળા ઝાડીમાં સંતાઈ રહેલા શત્રુઓએ તેના સાતસો માણસો કાપી નાંખ્યા. તે જાતે પણ મુઓ. હવે સ્થિતિ એવી આવી કે બ્રિટન અને ફ્રાન્સને લડ્યા શિવાય આરો ન હતો.

**સાત વર્ષનું યુદ્ધ.** આ સમયે યુરોપમાં નવું યુદ્ધ સળગું સળગું થઈ રહ્યું હતું. ઐલાશાપેલની સુલેહ થઈ ત્યારથી મેરીઆ થેરેસા પોતાનો સાઇલેશીઆ પ્રાંત પાછો મેળવવા ઝખના કરતી હતી, અને પ્રશીઆના રાજા ફ્રેડરીકને માલમ પડયું કે ફ્રાન્સ, સ્વિડન, રશીઆ અને સેકસની તેને મદદ દેવા તથા ફ્રેડરીકનું બળ તોડવા રાજી હતા. બાહોશ અને દીર્ઘદર્શી ફ્રેડરીકે પ્રથમ સેકસની સામે લડાઈ જાહેર કરી તથા બ્રિટનને પોતાના સાથમાં લીધું. તેથી બન્યું એવું કે એક બાજુ બ્રિટન અને પ્રશીઆ, તથા બીજી બાજુ ફ્રાન્સ, ઓસ્ટ્રીઆ, રશીઆ, અને સેકસની એ પ્રમાણે પક્ષો ગોઠવાઈ ગયા, અને તેમની વચ્ચે સાત વર્ષ સુધી તુમુલ યુદ્ધ થયું.

**આઇનોર્કા દુશ્મનના હાથમાં.** બ્રિટન બીલકુલ તૈયાર નહતું. લશ્કર તરફ બેપરવાઇ ઘણી વધી ગઇ હતી અને લડાઇમાં ઉતારી શકાય એવી ફક્ત ત્રણ ટુકડી હતી. ફ્રાન્સ ઇંગ્લેંડપર ચઢાઇ લાવશે એ વિચારથી પ્રજા છેક ભયભીત બની ગઇ, અને નવો પ્રધાન ડ્યુક ઑફ ન્યુકેસલ, જે તેના ભાઇ હેન્રી પેલ્હામના મરણ પછી વડો પ્રધાન બન્યો હતો તે ડોળી, નિર્બળ અને આવા કઠણ પ્રસંગે કારભાર ચલાવવા બીલકુલ નાલાયક હતો. યુદ્ધ જાહેર કર્યા પહેલાં ફ્રેન્ચોએ માઇનોર્કા સર કર્યું હતું. તેઓને મારી કાઢવા નૌકાપતિ બીંગને દશ જહાજ સાથે મોકલવામાં આવ્યો. પરતુ દુશ્મનનું બળ વિશેષ જોઇ બીંગ પાછો હઠ્યો. આ સમાચારથી પ્રજા ક્રોધાયમાન બની, અને આ ક્રોધથી ડરી જઇ ન્યુકેસલે વચન આપ્યું કે બીંગની લશ્કરી અદાલતમાં તપાસ ચલાવીશું. બીજે વર્ષે તપાસ ચાલી. કોર્ટે એવો ચુકાદો આપ્યો કે કાયદાની રૂએ બીંગ અપરાધી છે પણ નૈતિક દૃષ્ટિથી જોતાં તે બીનગુન્હેગાર છે તેથી તે ક્ષમાને પાત્ર છે. છતાં તેને ગોળીબારથી ઉડાવી દેવામાં આવ્યો.

**કલકત્તાની અંધારી કોટડી.** માઇનોર્કાની ખોટનું દુઃખ હજુ વિસારે પડ્યું ન હતું તેવામાં હિંદના ત્રાસદાયક સમાચાર આવ્યા કે સિરાજુદૌલા નામના બંગાળાના નવાબને અંગ્રેજો સાથે કલહ થવાથી તેના હુકમથી તેના માણસોએ ૧૪૬ અંગ્રેજોને કેદ કર્યા, અને ઉનાળાના સખત તાપમાં આખી રાત એક અંધારી કોટડીમાં પુરી રાખ્યા, જેનું ક્ષેત્રફળ ૪૦૦ ચોરસફુટ પણ ન હતું અને જેમાં હવા અજવાળા માટે માત્ર બે જાળીઆં હતાં. છુટકારા માટે હવાતીઆ મારતા આ કેદીઓને ગુંગળાઇ મર્યા શિવાય ઇલાજ ન હતો. સવારે ફક્ત ૨૩ જણા જીવતા નીકળ્યા. આ વાત* જો ખરી હોય તો તે નિર્લજ્જ,અને મહાક્રૂર ગણાય.

* કલકત્તાની અંધારી કોટડી વિષે અત્યારે ઘણા વિદ્વાન પુરૂષો એમ માને છે કે તે હોલ્વેલ નામના અંગ્રેજની કલ્પેલી વાત છે કે સત્ય છે એ વિષે હાલ નિર્ણય કરવો મહા મુશ્કેલ છે. એક બંગાળી લેખકે 'સિરાજુદૌલા' નામના પોતાના પુસ્તકમાં આ વાતની અસત્યતા સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે; અને હજુ સુધી તેની દલીલો કોઇએ તોડી નથી.

૧૭૫૬-૧૭૫૭નું વર્ષ ગ્રેટ બ્રિટન માટે 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવું માઠું હતું. તેનો મિત્ર ફ્રેડરીક પોતાનો ટકાવ શત્રુઓ સામે મહા મહા મુશીબતે કરતો હતો. ડયુક ઓફ કમ્બરલેન્ડ ફ્રેન્ચ સૈન્ય સમક્ષ પાછો હઠયો હતો, તથા તેમને હેનોવરમાં કબજો લેવાની કબુલાત આપી ચુકયો હતો. કેનેડામાં જ્યાં ત્યાં ફ્રેન્ચોના વિજયના ડંકા વાગ્યા હતા. હિંદ વિષે તો આપણે વાંચી ગયા. ચેસ્ટરફીલ્ડ જેવો ચતુર રાજનીતિજ્ઞ પણ બોલી ઉઠયો કે "હવે પ્રજારૂપે દુનિયામાં આપણું માન નથી."

**વિલિયમ પિટ.** પરતુ પરિસ્થિતિ પલટાવાની તૈયારીમાં હતી. આ સમયે દેશભકતોનો આગેવાન વિલિયમ પિટ મેદાનમાં પડયો. દેશપ્રેમ, નિખાલસપણે બોલવાની ટેવ, અન્યાય સામેનો વિરોધ (દાખલા તરીકે બીંગની તપાસ વખતે તેને બચાવવા પિટ બહુ કડક શબ્દોમાં અને પુરા જુસ્સાથી બોલ્યો હતો),—આ ગુણોથી તેણે લોકોનાં મન હરી લીધાં હતાં. પરતુ હેનોવર વિરૂદ્ધનાં તેનાં ભાષણોને લીધે તે રાજાનો અણમાનીતો બન્યો હતો. છપ્પનમાં વડા પ્રધાન ડેવનશીઅરે પિટને સેક્રટરી-ઓફ-સ્ટેઇટ બનાવ્યો, પણ રાજાએ તેને થોડા વખતમાં રૂખ્શદ આપી. પરિણામે પ્રધાનમંડળ તુટી ગયું. અને ન્યુકેસલને માથે નવું પ્રધાનમંડળ ઘડવાનું કામ આવી પડતાં તેણે રાજાને સાફ સાફ કહી દીધું કે પિટ વિના મારો કારભાર ચાલી શકશે નહિ. જ્યોર્જને નમતું પડયું અને પ્રજાનો માનીતો પિટ ચાર વર્ષ સુધી સેક્રેટરી ઓફ સ્ટેટ પદે રહ્યો. ન્યુકેસલ વડો પ્રધાન હતો તથા સરકાર પક્ષ બાજુ મત અપાવવા સભ્યોનાં મ્હોં પુરવાનું તે જમાનાનું સામાન્ય કામ કરતો, છતાં વાસ્તવિક સત્તા પિટના હાથમાં હતી. તે કહેતો કે મારી ખાત્રી છે કે હું ઇગ્લંડનો ઉદ્ધાર કરી શકીશ, અને બીજા કોઇથી એ કામ થવાનું નથી." આ પ્રકારની અડગ આત્મશ્રદ્ધાને લીધેજ ચાર વર્ષની ટુંક મુદતમાં તે બ્રિટનને છેક પતિત સ્થિતિમાંથી ઐશ્વર્યની ઉન્નત ભૂમિએ લાવી શકયો. તેનામાં ઘણા દુર્ગુણો હતા. તે મીજાજી, દૂષીલો અને નગુરો હતો; પણ સાથે તેનામાં નિઃસ્વાર્થ, દેશપ્રેમ, અને અપૂર્વ હિમ્મત હતાં. જાત માટે ધનસંચય કરવા તે સાફ ના પાડતો અને આને લીધે તે સ્વદેશની સારી સેવા બજાવી શકયો.

૧૭૫૭માં તેના હાથમાં સત્તા આવી અને ટુંક વખતમાં તેણે આખા દેશના 'મિલીશિયા'—સ્વયંસેવક સૈન્યને વ્યવસ્થિત કરી દીધું, નૌકાસૈન્ય મજબુત બનાવ્યું, અને હાઇલેન્ડરોની પલટનો બનાવી. કમ્બરલેન્ડે હેનોવર શત્રુને સોંપવા વિષે અપયશકર કરાર કર્યા હતા તેનો પિટે બીલકુલ અસ્વીકાર કર્યો. કમ્બરલેન્ડને પાછો બોલાવી લઈ તેની જગ્યાએ ડયુક ફર્ડિનાન્ડ નામના ચાલાક સેનાપતિને નીમ્યો. ફ્રેડરીક રાજાને મદદ માટે વાર્ષિક સાત લાખ પાઉન્ડ મંજુર થયા. આ પ્રમાણે તાજું બળ મળવાથી તેણે ફ્રેન્ચ અને જર્મનોને હરાવ્યા; અને એક મહિના પછી ઓસ્ટ્રીઆની મોટી સેનાને હરાવી. આવા અનેક વિજય તથા આટઆટલા શત્રુ સામે ટક્કર ઝીલવાની અપૂર્વ હિમ્મતને લીધે જ તે મહાન ફ્રેડરિક એ નામે પકાયો, અને જે સમયે પોતનો દેશ માત્ર બાળવયમાં હતો ત્યારે તેને છુંદાતો અટકાવી શક્યો.

**કેનેડામાં યુદ્ધ.** પિટે યુરોપી યુદ્ધમાં નવા પ્રાણ રેડયા એ વાત સાચી, પરતુ તેનું ખાસ લક્ષ અમેરિકા તરફ હતું, કેમકે ત્યાં બ્રિટનને વધારે લાભાલાભ થવાનો સભવ હતો. સંસ્થાનીઓને તેણે લખ્યું કે કિવબેક અને મોન્ટ્રીઅલ ઉપર હુમલા કરવા અને પશ્ચિમ પ્રદેશ સર કરવા તમે સૈન્ય ઉભાં કરો. તેમની સહાનુભૂતિ મેળવવા તેણે ઇગ્લેંડથી મોકલેલા સરદારો અને સંસ્થાની સરદારોને સરખી પાયરી પર મુક્યા. બ્રિટનથી દારૂગોળો. હથિયાર, સાધનસામગ્રી અને નવી ઉભી કરેલી હાઇલેન્ડ પલટનો મોકલી. મુખ્ય સેનાધિપતિ જનરલ એબરક્રોમ્બીને બનાવ્યો અને તેના હાથ નીચે ચુનંદા નૌજવાન અને હોશિયાર પુરૂષો,—આમહર્સ્ટ, વુલ્ફ, અને હાઉ જેવા—મુકયા. નૌકાસૈન્યની સરદારી બોસ્કાવિનને સોંપાઈ અને કેનેડાવાસી ફ્રેન્ચોને દરિયા માર્ગે મદદ ન મળે એવો બંદોબસ્ત કરવાની સૂચના અપાઈ.

હવેનાં ત્રણ વર્ષમાં કેનેડામાં બહુ બનાવો બન્યા. ૧૭૫૮માં લુઇબર્ગ અને કેઇપ બ્રિટનવાળો ફ્રેન્ચ પ્રદેશ અગ્રેજોએ જીતી લીધો. ફોર્ટ ડુકવેસ્નને સર કરી તેનું નામ પિટના નામપરથી 'પિટસ્બર્ગ' પાડયું. ટીકોન્ડરોગા

આગળ લોર્ડ હાઉ મરણ પામ્યો અને એબરક્રોમ્બીએ હાર ખાધી; પણ બીજે વર્ષે અંગ્રેજોએ ટીકોન્ડરોગા, ક્રાઉન પોઈન્ટ, અને નાયેગરા જીતી લીધા.

**કિવબેક સર.** દરમ્યાન બહાદુર ફ્રેન્ચ ગવર્નર મોન્ટકામને ફ્રાન્સથી જુજ મદદ મળતી હતી, છતાં તે કિવબેક જાળવી રહ્યો હતો. અંગ્રેજ સરદાર વુલ્ફે ત્યાં આગળ છાવણી નાંખી હતી. સેન્ટ લોરેન્સ નદીના ડાબા કાંઠા પર આવેલા ઉંચા ખડકોપર કેનેડાનું મુખ્ય શહેર કિવબેક વસેલું છે. તેની પાછલી બાજુએ સેન્ટ ચાર્લ્સ નામની બીજી નદી છે. ૧૭૫૯માં વુલ્ફ પોતાનું સૈન્ય લઈ સેન્ટ લોરેન્સ વાળી બાજુએ આવ્યો. પછી ત્યાં તોપનો મારો ચલાવ્યો, હુમલો કર્યો, કેટલાંક આદમી ગુમાવ્યાં, પણ વુલ્ફ કિવબેક પર કશી અસર કરી શક્યો નહિ. હતાશ અને તાવવાળો હોવાથી તેને એમ લાગ્યુ કે હાલ તરત તો કિવબેકની વાત પડતી મુકવી. એવામાં એક દિવસે તે ઉત્તર કાંઠે ફરતો હતો તે વેળા તેની નજર એક સાંકડા ઉભા રસ્તા ઉપર* પડી આ કઠણ રસ્તાનો ઉપયોગ રાત્રિના સમયે કરવાનો તેણે નિશ્ચય કર્યો. તમામ તૈયારી કર્યા બાદ વુલ્ફે પોતાના બબ્બે આદમીને ચઢવા કહ્યું. અને પોતે ગ્રે કવિનું લખેલું 'શોકગીત' નામનું કાવ્ય ગાવા લાગ્યો. ગાતાં ગાતાં એવી અર્થવાળી લીટી આવી કે.

'જયશ્રીના માર્ગ અવશ્ય સ્વધામમાં લઈ જાય છે.'

આ લીટી આગળ તે થંભ્યો અને બોલી ઉઠયો કે કિવબેક લેવા કરતાં મને આ કાવ્યના લેખક થવું વધુ પસંદ છે. પ્હો ફાટતાં તેનું સૈન્ય ઉપર ચઢી રહ્યું અને આશ્ચર્ય ચકિત થએલો મોન્ટકામ તેમને હડાવવા સામો ધસી આવ્યો. ફ્રેન્ચોએ ધસારો કર્યો. અંગ્રેજોએ તેમનાપર ગોળીનો વર્ષાદ વરસાવ્યો. મોન્ટકામ પોતાના સૈનિકોને હિમ્મત આપવા લાગ્યો, પરંતુ

* અહીં કિવબેક–પતનની વાત વાંચીએ છીએ તેના જેવીજ એક વાત ભારતના ઈતિહાસમાં બની છે. શિવાજી મહારાજનો વિખ્યાત સરદાર તાનાજી જે વેળા સિંહગઢનો કિલ્લો સર કરવા ગયો હતો ત્યારે અહીં વર્ણવ્યા જેવાજ ઘણાખરા સંજોગો હતા.

બીન અનુભવી અને શિખાઉ હોવાને લીધે તેઓ અંગ્રેજોના હુમલા આગળ ટકી શકયા નહિ. વુલ્ફને સખત ઘા લાગવાથી તે એક સરદારના ખોળામાં પડયો હતો. તે વેળા તે સરદાર બોલી ઉઠયો, 'એ.....નાઠા" વુલ્ફે પુછયું—"કોણ ?" આનો ઉત્તર સાંભળ્યા પછી તે બોલ્યો,—"ઇશ્વરનો આભાર ! હું સુખે મરૂં છું." વીર મોન્ટકામ પણ ઘા લાગેલા હોવાથી મરણ પામ્યો. જ્યારે તેણે પરિણામ સાંભળ્યું ત્યારે તે બોલ્યો,—" ઠીક. કિવએક દુશ્મનના હાથમાં જતું જોવા હું જીવવાનો નથી." જે જગાપર આ બે મહાન સરદારોએ પોતાની ફરજ બજાવતાં પ્રાણ છોડયા ત્યાં એક સ્મરણસ્થભ ઉભો કર્યો છે અને તેના પર આ બન્ને મહાપુરૂષોનાં નામ કોતર્યાં છે. લડાઈ એક વર્ષ વધુ ચાલી પરંતુ કેનેડામાં ફ્રેન્ચ સત્તાનો નાશ તો કિવએક-પતનની સાથેજ થયો. આ રીતે અંગ્રેજોએ કેનેડા દેશ જીત્યો.

**યુરોપી વિજય.** પિટના ચુનંદા સરદારોની ચાલાકી અને વિજયને લીધે સૌ સારાં વાનાં થયાં. એટલે તેને મગરૂર થવાનો પ્રસંગ આવ્યો. વળી આજ વર્ષમાં યુરોપમાં પણ અંગ્રેજોની જીત થતી ગઈ. મિન્ડન આગળ ફ્રેન્ચો હાર્યા; તથા લેગોસ (પોર્ટુગલમાં બંદર) આગળ અંગ્રેજ નૌકાએ દુશ્મનના પાંચ વહાણ ડુબાવ્યા. નૌકાપતિ હોકે કિબેરોન બે આગળ ફ્રેન્ચ નૌકાને હરાવ્યું. આ સમયવિષેના એક લેખમાં પ્રખ્યાત વોલપોલના પુત્ર હોરેસ વોલપોલે લખ્યું છે કે "અમારે દર સવારે પુછવું પડતું કે આજે કયાં જીત થઈ છે ? કેમકે નહિ તો એકાદી જીત સાંભળવાની ચુકી જવાની ધાસ્તી રહેતી."

**પ્લાસીનું યુદ્ધ.** દુનિયાની બીજી બાજુથી આ સમયે સમાચાર મળ્યા કે બ્રિટનને બીજું એક સ્થાન પ્રાપ્ત થયું છે. કલાઈવે ૧૭૫૭માં પ્લાસીના યુદ્ધમાં સિરાજુ દૌલાને હરાવી કલકત્તાની અંધારી કોટડીનું વેર લીધું તેની જગાએ મિર જાફરને બંગાળાનો નવાબ બનાવ્યો. વળી આયર કૂટે વોન્દીવોશ આગળ ફ્રેન્ચોનો પરાજય કર્યો ( ૧૭૬૦ ). આથી અંગ્રેજોનું બળ હિંદમાં જામ્યું. હવે પછી આ ભૂમિમાં અંગ્રેજોની પ્રતિષ્ઠા વધતી ગઈ અને ફ્રેન્ચોની ઘટતી ગઈ. વળી ૧૭૬૧માં વિખ્યાત પાણિપત

ક્ષેત્રમાં મરાઠા અને અહમદશાહ અબ્દાલી વચ્ચે લડાઈ થઈ તેમાં હિંદુસ્તાનની બાદશાહી માટેના બે બળવાન હરીફોનો એકમેકને હાથે ખોડો નીકળી ગયો અને પરિણામે બ્રિટીશનો માર્ગ સરળ બન્યો.

**રાજાનું મરણ.** દરમ્યાન બ્રિટનમાં જ્યોર્જ રાજા દેવલોક પામ્યો હતો. તેની પાછળ તેનો પૌત્ર, ત્રીજો જ્યોર્જ ગાદીએ આવ્યો. નવો રાજા સુલેહ કરવા ઇચ્છતો હતો. પણ પિટને યુદ્ધ ચાલુ રાખવું હતું. આમ-સભા લખલુટ ખર્ચ તથા નિરંતર યુદ્ધથી કટાળી હતી. આ સ્થિતિમાં, બુદ્ધિમાં વોલપોલને પણ ટપી જનાર પિટે પોતાના મત વિરૂદ્ધ કામ કરવા કરતાં ખસી જવું વધુ પસંદ કર્યું. તેની જગા ૧૭૬૧માં બ્યુટને સોંપાઈ. પિટનો વિચાર ખરો પડયો; કેમકે ફક્ત ત્રણ મહિનામાં સ્પેઇન સાથે યુદ્ધમાં ઉતરવાનો વખત આવ્યો. આ લડાઈ એક વર્ષ ચાલી અને જે લશ્કર તથા નૌકા પિટે ઉત્તમ બનાવેલાં તેમણે ફ્રાન્સ તથા સ્પેઈનને હરાવી અનેક વિજય મેળવ્યા. બ્યુટે મહાન ફ્રેડરિકને નાણાંની મદદ આપવા ના પાડી, પણ રશિઆની સહાયથી તેણે મેરીઆ થેરસા સાથે ખાસ નોખી સંધી કરી. તે મુજબ તેને સાઈલેશીઆ પ્રાંત પચ્યો. આખરે ૧૭૬૩માં પેરિસમાં તહનામુ થયું અને સાત સાત વર્ષથી ચાલતું યુદ્ધ બંધ પડયું. અને બ્રિટનને અમેરિકામાં કેનેડા, ફ્લોરીડા આદિ મળ્યાં; હિંદમાં રાજસત્તા મળી.

---

## પ્રકરણ ૧૬.

### ત્રીજો જ્યોર્જ-૧૭૬૦-૧૮૨૦.

### પૂર્વાર્ધ ૧૭૬૦-૧૭૮૪.

**બ્રિટન પ્રતાપી.** હવે ઇંગ્લેડનું રાજ્ય મહાપ્રતાપી બન્યું હતું. હવેથી બ્રિટન યુરોપનાં મહારાજ્યોમાં લેખાવા લાગ્યું. ઘણા વર્ષથી વિદેશ વસનારા એક મિત્રને હોરેસ વોલપોલે આ સમય વિષે લખ્યું છે કે "તમે તમારા પોતાના દેશને ઓળખી શકશો નહિ; તમે ગયા ત્યારે તે એક નાનો સરખો ખુણે પડેલો બેટ હતો; આજે તે દુનિયાના નાક રૂપ બન્યો છે." બીજી બાજુ જોઇએ તો, ત્રીજા જ્યોર્જને આ પ્રતાપી રાજ્યને વારસો મળ્યો એ વાત સાચી, પણ તે એવા રાજાઓની પુંઠે આવ્યો કે જેમની સત્તા ઘણી થોડી હતી. બીજા જ્યોર્જે એક વખત કહ્યું હતું કે 'ઇંગ્લેંડમાં તો પ્રધાનો રાજા છે.' આ પ્રધાનો મોટા મોટા વ્હીગ કુટુમ્બોના હતા. તેમની મારફતે પાર્લમેન્ટના અર્ધા સભ્યો ચુંટાતા, અને જ્યારે પોતાનું કાંઇ કાર્ય પસાર કરવું હોય ત્યારે દ્રવ્ય વેરવાથી તેઓ બાકીના મત મેળવી શકતા. આ પ્રધાનો રાજાના જેવા દરબારો પણ ભરતા અને તેમાં સરકારી નોકરી કે બીજી મહેરબાની માટેના ઉમેદવારો હાજરી આપતા. આમ બીના એવી બનેલી કે પાર્લમેન્ટમાં પ્રજાનું ખરૂં પ્રતિનિધિત્વ ન હતું, અને તેના પર રાજાની ઝાઝી સત્તા રહી નહિ. ગુલાબનાં યુધ્ધો પહેલાં જે હાલત હતી તે પાછી આવી અને તમામ સત્તા મોટા મોટા ઉમરાવોના હાથમાં જાય એવી દહેશત લાગતી હતી. આ રાજ્યના પૂર્વાર્ધના રાજદ્વારી ઇતિહાસમાં મુખ્ય બાબત આ છે:-(૧) રાજા પોતાની સત્તા ઉમરાવો પાસેથી પાછી મેળવવા પ્રયત્ન કરે છે અને (૨) પ્રજા પોતાના સ્વાતંત્ર્યપર તરાપ મરાતી દેખી વિરોધ કરે છે.

**ઐાદ્યોગિક જાગ્રતિ.** દરમ્યાન પ્રજાજીવનમાં ભારે ફેરફાર થવાનો સમય આવી લાગ્યો હતો. વૈજ્ઞાનિક શોધખોળનો યુગ હમણાંજ શરૂ થતો

હતો. તેને પરિણામે મહેનતના કામમાં યત્રોનો ઉપયોગ થવા લાગ્યો, અને હુન્નર ઉદ્યોગ એટલી ઝડપથી વધ્યા કે પચાશ વર્ષમાં તો જ્યાં અસલ નિર્જન ભૂમિ હતી ત્યાં મોટાં મોટાં શહેરો વસ્યાં. ૧૭૬૧માં ફટકાની શાળની શોધ થવાથી વણકરો અગાઉ કરતાં બેવડું કામ કરતા થઈ ગયા. સાત વર્ષ પછી કાંતવાના બે સંચા નીકળ્યા. અને તેમની પુંઠે થોડેક વર્ષે (પાવર–લૂમ) સંચાની શાળ થઈ. અમણ કારીગરો એમ સમજ્યા કે આ યંત્રોને લીધે તેમના ધંધા નાબુદ થશે અને તેથી તેઓએ ઘણી વેળા આવા સંચા તોડી નાંખ્યા અને કારખાનાં સળગાવી મૂક્યાં, છતાં જોત જોતામાં કાંતવા વણવામાં આ સચાઓને લીધે અનહદ લાભ થયા. ત્યાર પછી લોઢું સુધારવામાં ખાણમાંથી નીકળતા કોલસા કામ લાગી શકે એ સિધ્ધાન્ત હાથ લાગ્યો. એજ અરસામાં વોટ નામના ગૃહસ્થે 'સ્ટીમ એન્જીન'–વરાળ યંત્ર,–બનાવ્યું. તેને લીધે ઉત્તર પ્રદેશમાં કોલસાની ખાણની પાડોશમાં લોખંડનાં અનેક કારખાનાં ઉભાં થયાં. હુન્નર ઉદ્યોગમાં ઈંગ્લંડ અજબ વેગે વધવા લાગ્યું. હવે રહી માત્ર એક મુસ્કેલી અને તે માલ લઈ જવા લાવવાની; અને એ અડચણ નહેરો દાખલ કરવાથી દૂર થઈ. ડયુક ઓફ બ્રિજવોટર નામના ઉત્સાહી અને સાહસિક પુરૂષે પાર્લમેન્ટ પાસે ખાસ કાયદો કરાવી, રજા મેળવી, પોતાની ખાણો હતી ત્યાંથી મેન્ચેસ્ટર સુધીની છ માઇલ લાંબી નહેર બંધાવી. પ્રથમ તો લોકોએ તેને ગાંડો ગણી હસી કાઢ્યો. પણ પાછળથી તેના ઇજનેરે એ કામ પુરૂં કર્યું ત્યારપછી તેના લાભ નીહાળી બાજી અનેક નહેરો તૈયાર થઈ અને તેમાં થઈ વહાણો આખા ઇંગ્લંડમાં માલ લઇ જતાં લાવતાં થયાં.

**ખેતી.** આ જંગી ઔદ્યોગિક જાગ્રતિના પરિણામે વસ્તી પુષ્કળ વધી અને અનાજના ભાવ ઘણા વધી ગયા. તે સમયે હાલની જેમ પરદેશથી અનાજ આવતું નહતું કેમકે આયાત અનાજ પર સખત જકાત લેવાતી હતી. આને લીધે ૧૭૬૦ થી ૧૭૬૪ સુધીના પાંચ વર્ષના ગાળામાં અનાજનો ભાવ સરાસરી એક ક્વાર્ટરનો ત્રીશ શિલિંગ હતો, તે એ પછીના પાંચ વર્ષમાં વધી ૪૫ શિલિંગ થયો, અને આ પ્રમાણે પચાશ

વર્ષ સુધી ભાવ વધતો ગયો. જે ખેડુતો ઉત્તમ ખેતી કરી જાણતા તેઓ ખૂબ કમાયા. પડતર જમીનને વાડ કરી તેમાં વાવેતર થવાં લાગ્યાં. જમીનને વાડ કરવા વિષેના સાતસો કાયદા ૧૭૬૦ પછીના પંદર વર્ષમાં પસાર થયા. આથી કેટલીક રીતે ફાયદો થયો. જમીનની ખેડ સારી થવા માંડી, અને રસ્તા સુધરવાથી લુંટારાના ગુપ્ત રહેઠાણોનો નાશ થયો. બીજી બાજુ જોઇએ તો જે પડતર જમીનમાં ગરીબ કામદારો પોતાનાં ઢોર ચરાવતા તે હવે રહી નહિ. વળી અન્ન વસ્ત્ર મોંઘાં થવાથી તેઓ સો વર્ષ પહેલાં જેવા સુખી ન હતા. ધનવાન વધારે ધનવાન થતા ચાલ્યા, અને ગરીબની ગરીબાઈ વધતી ગઈ, આ ગતિ આજે પણ ચાલુજ છે. ઇલિઝાબેથના સમયમાં ગરીબીનો કાયદો ઉપયોગી હતો તે અત્યારે ઉદ્યમી કામદારોને બોજારૂપ થઇ પડયો, કેમકે તેમને લુચ્ચા, રખડેલ, અને આળસુ બદમાશોના પેટ ભરવા કરવેરા ભરવા પડતા.

હવે દેશનો મુખ્ય ધંધો ખેતી ન હતો. કારીગરો, વેપારીઓ, અને ખાણમાં કામ કરનારા મજુરોની સંખ્યા પુષ્કળ વધી ગઈ. જકાત, વેપારી કોલકરાર, કરવેરા વિગેરે પ્રશ્નો કેવળ ધનિક કારખાનાવાળા, વેપારીઓ અને ખેડુતોનેજ નહિ પરતુ કારખાનામાં કામ કરનારા કારીગરો અને મજુરોને સુદ્ધાં મહત્ત્વના થઇ પડયા. આવી બાબતોનું નિરાકરણ પાર્લમેન્ટમાં જ થઈ શકે. ત્યાં મુખ્ય જોર જમીનદારોનું હતું. આ કારણને લીધેજ પાર્લમેન્ટમાં થએલા ધારા સામે આ રાજ્યમાં ભારે પોકાર ઉઠતા અને ઘણીવાર હુલ્લડ પણ થતાં.

**જ્યોર્જનાં લક્ષણ.** છતાં પ્રથમ ઝઘડો તો રાજા અને પ્રધાન વચ્ચે થયો. જ્યોર્જ ગાદીનશીન થયો ત્યારથી તેણે નિશ્ચય કર્યો હતો કે હું સ્વતત્ર ભૂપતિ પેઠે વર્તીશ તેની માતા, જે મહત્ત્વાકાંક્ષી જર્મન કુંવરી હતી તેની મોટી અભિલાષા એ હતી કે મારા જ્યોર્જના હાથમાં તમામ રાજસત્તા આવે અને તે પ્રજા સાથે પિતા પુત્રનો સંબંધ રાખે. તેનું એક ખાસ સૂત્ર એ હતું કે 'બેટા જ્યોર્જ, તું ખરો રાજા

થજે.' માતાના આ સૂત્ર મુજબ ચાલવા પુત્રે પોતાના સાઠ વર્ષના રાજ્ય દરમ્યાન પ્રયાસ કર્યા. તે સાદો, ધર્મિષ્ઠ અને શુદ્ધ દાનતનો પુરૂષ હતો. પોતાની રાણી અને બાળબચ્ચાં પર તેનો પ્રેમ ઘણો હતો. શાર્લોટ રાણી અને તેમનાં પંદર બાળકોના મધ્યમાં તેનું શાંત ગૃહજીવન, અને પાછળથી થએલા ચિત્તભ્રમના જ્યારે જ્યારે ઉથલા આવતા તે વેળાની તેની ધીરજ, આ ગુણોને લીધે પ્રજાનો ભાવ તેનાપર ઘણો હતો. પરતુ આ સર્વ સાથે દુર્ભાગ્યે તે સાંકડા મનનો, અજ્ઞાત, જીદ્દી અને મનસ્વી હતો તેથી તે ઘણી મોટી ભૂલો કરી નાંખતો. રીતભાત સુધારી, પ્રજાને ધર્મનિષ્ઠ બનાવી, અને લોકોમાં વફાદારીનો ગુણ ખીલવી તેણે બ્રિટનને ફાયદો કર્યો. બીજી બાજુથી પાર્લામેન્ટને કાબુમાં લેવા તેણે લાંચરૂસ્વતનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો, આયર્લેન્ડને ઇન્સાફ આપવાની બાબતમાં વિરોધ ઉઠાવ્યો, ગુલામી વેપારને ટેકો આપ્યો, અને અમેરિકાવાળાં સસ્થાનો ગુમાવ્યાં.

**રાજ મિત્રો.** ગાદીએ આવતાં તેનું પહેલું કાર્ય પિટને રૂખ્શદ આપી પોતાના શિક્ષક લોર્ડ બ્યુટને વડો પ્રધાન બનાવવાનું હતું. તેની મુરાદ ફ્રાન્સ સાથે સંધી કરવાની હતી કેમકે ફ્રાન્સ સાથે સંધી થાય તો તેના હાથ યુદ્ધમાંથી મોકળા થાય; અને પછી વ્હીગ પક્ષને મરજી મુજબ દબાવી શકાય. ટોરી પક્ષે હવે સ્ટુઅર્ટના પુનરાગમનની તમામ આશા ત્યાગી હતી. તેઓ ઇંગ્લેંડની ભૂમિમાં જન્મેલા આ શુદ્ધ અગ્રેજ રાજાને મદદ કરવા રાજી હતા. માનચાંદ તથા પદવીઓ બક્ષવાના રાજહક્કનો ઉપયોગ કરી જ્યોર્જે 'રાજમિત્રો' નામનો પક્ષ સ્થાપ્યો. હેન્રી ફોકસ નામનો બાહોશ પણ ખોટું કામ કરતાં ન ખંચાય એવો પુરૂષ બ્યુટના પ્રધાનમંડળમાં સામેલ થયો અને તેણે વચન આપ્યું કે ફ્રાન્સ સાથે સુલેહ કરવાના ઠરાવ માટે આમ સભાની બહુમતિ હું મેળવી આપીશ. આ કાર્યમાં તે ફાવ્યો. બાસઠની સાલમાં નહિ નહિ તો બ્યાસી હજાર પાઉન્ડ જેટલી મોટી રકમ છુપી સેવા પાછળ ખર્ચાઈ, અને પરિણામે પિટના સખત વિરોધ છતાં સુલેહનો ઠરાવ ૩૧૯ વિરૂદ્ધ ૬૫ મતે પસાર થયો.

**બ્યુટનું રાજીનામું.** છતાં બ્યુટની સત્તા લાંબો વખત ટકી નહિ. તે સ્કોટ હતો. પિસ્તાળીશના બળવા પછી અંગ્રેજોને સ્કોટ લોકો પર

અણુવિશ્વાસ પેદા થયો હતો. વળી તે રાજમાતાનો માનીતો હતો તે વાત પ્રજાને ગમતી ન હતી. તેણે વ્હીગ પ્રધાનોના નીમેલા મોટા નાના તમામ સરકારી નોકરોને, કારકુનોને સુદ્ધાં બરતરફ કર્યા તથા લોકમત વિરૂદ્ધ "સાઇડર" નામના દારૂપર કર નાંખ્યો. આવાં કૃત્યોને લીધે તે એટલો બધો અપ્રિય થઇ પડયો કે ઘણો વખત સુધી તો મજબુત અંગરક્ષકો શિવાય તેનાથી શહેરમાં ફરાતું નહિ. અંતે પ્રજાવિરોધ અસહ્ય થવાથી તેણે ગભરાઈને રાજીનામું આપ્યુ.

**ગ્રેન્વીલનો કારભાર.** તેની જગ્યા જ્યોર્જ ગ્રેન્વીલ નામના વ્હીગે લીધી. તે યે બહુ ફાવ્યો નહિ કેમકે તે સહેલાઇથી રાજાની હાએહા કરે એવો ન હતો. પડે પ્રમાણિક તથા શુદ્ધ હૃદયનો હોવા છતાં પ્રથમ મુશ્કેલી માટે તે પોતે ભાગ્યેજ દોષિત ગણી શકાય. પાર્લમેન્ટ બંધ કરતી વખતે રાજાએ જે ભાષણ આપેલું તે પર સખત ટીકાઓ 'નોર્થ બ્રિટન' નામના ન્યુસપેપરના ૪૫મા અંકમાં બહાર પડી હતી. આ પત્રનો અધિપતિ વિલ્કીસ નામનો દમવિનાનો પણ લોકપ્રિય પુરૂષ હતો. તે આઇલ્સબરી તરફથી મોકલાએલો પાર્લમેન્ટનો સભ્ય હતો. પેલી સખત ટીકાઓ માટે ગ્રેન્વીલે તે પત્રના લેખકો, મુદ્રકો, અને પ્રકાશકોને પકડવા માટે મોઘમ વોરંટ કાઢયું જેના જોરથી વિલ્કીસ અને તેના ૪૮ આદમીઓને પરહેજ કરવામાં આવ્યા. પરતુ હેબિઅસ કોર્પસ કાયદાની રૂએ તે છુટો થયો. ત્યારપછી તેણે પાર્લમેન્ટના સભ્યને પકડવા માટે તથા મોઘમ નામવિનાનો વોરંટ કાઢવા બદલ સરકાર સામે દાવો માંડયો. મુકર્દમો ચાલતાં તેની જીત થઈ, પરંતુ પાર્લમેન્ટે તેની સામે બદનકશીનો સામો દાવો માંડયો. આવા દાવાદુવીને લીધે હેલાળે ચઢેલા લોકોએ હુલ્લડ કર્યાં. 'વિલ્કીસ અને સ્વાતંત્ર્ય' ના પોકાર થવા લાગ્યા. રાજા તથા રાજમાતાની બદનકશીવાળા લેખ એટલા બધા પ્રસિદ્ધ થયા કે બસો મુદ્રકોને કોર્ટમાં ઘસડવામાં આવ્યા. વિલ્કીસ એક ખાનગી દ્વન્દ્વ યુદ્ધમાં ઘાએલ થઈ ફ્રાન્સ ચાલી ગયો કેમકે પાર્લમેન્ટે તેને દેશનિકાલની સજા ફરમાવી હતી. પરંતુ તે દિવસથી મોઘમ વોરંટ નીકળતાં બંધ થઈ ગયાં.

**અમેરિકન યુદ્ધનાં બીજ.** આ તોફાન સમામ થયું અને તરતજ ગ્રેન્વીલે બીજી ગંભીર ભૂલ કરી. તેને પરિણામે અમેરિકામાંના સસ્થાનો સાથેના ટંટાનો આરંભ થયો. ઘણા કાળથી સસ્થાનીઓ પોતાનો કારભાર પોતાની મેળેજ ચલાવતા હતા. બ્રિટિશ પ્રધાનો એ તરફ બહુ ઓછું લક્ષ આપતા. પરંતુ ગ્રેન્વીલે તેમ કર્યું નહિ. એક જણે રમુજમાં કહેલું કે ગ્રેન્વીલે 'અમેરિકાથી આવતા સરકારી પત્રો ધ્યાનપૂર્વક વાંચવા માંડયા અને તેથીજ અમેરિકા ખોયું.' સસ્થાનો બ્રિટન સાથેજ વેપાર કરી શકે એ બેવકુફ કાયદાનો ગુપ્ત ભગ ઘણા સમયથી થતો હતો; અને સસ્થાનીઓ સ્પેનીશ અમેરિકા સાથેના વેપારથી પુષ્કળ કમાતા હતા. ગ્રેન્વીલે આ રિવાજ બંધ કરવાનો નિશ્ચય કર્યો. વળી અમેરિકામાં થએલા છેલ્લા સાત વર્ષના યુદ્ધમાં બહુ ખર્ચ થઈ ગયો હતો. તેથી તે એવી દરખાસ્ત લાવ્યો કે નાણાં કઢાવવા માટે એવો કાયદો કરવો કે ઈંગ્લંડનીપેઠે અમેરિકામાં તમામ કાગળો પર સરકારી સ્ટેમ્પ લગાડવા જોઈએ. આ કાર્યથી સંસ્થાનીઓ બહુ ક્રોધે ભરાયા. તેમના લાભાર્થે જે યુદ્ધ થએલું તેના ખર્ચનો હિસ્સો તેઓ આપે એ તો ન્યાયની વાત હતી. પણ તેમનો રિવાજ એવો હતો કે તેમના કર તેઓ પોતેજ નક્કી કરે. આ કર વિષેની વાત જો સસ્થાની સભામાં મુકાઈ હોત તો તેઓ ખુશીથી જોઈતાં નાણાં ઉઘરાવી આપત. તેમણે **સ્ટેમ્પનો કાયદો.** રદ કરાવવા અરજી મોકલી, પણ તેમાં તેમનું કાંઈ વળ્યું નહિ અને ૧૭૬૫માં એ કાયદો પસાર થયો. પરિણામ એ આવ્યું કે અમેરિકનોએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા લીધી, અને બ્રિટનના કેટલાક ધંધા પાયમાલ થયા.

આજ સમયે રાજાને ચિત્તભ્રમનો પ્રથમ આઘાત થયો. થોડા વખતમાં તે સાજો થયો. પછી તેણે ભવિષ્યમાં પોતાની માંદગી કદાચ પાછી આવે તેવે પ્રસગે રાજ્ય રક્ષણ માટે શી જોગવાઈ કરવી તે વિષે ઠરાવ કરાવવા ઇચ્છા દર્શાવી. આ ઠરાવના ખરડામાં તેણે પોતાની માતાનું નામ ન જોયું તેથી તે બહુ નાખુશ થયો અને ગ્રેન્વીલને ખસવું પડયું. નવા પ્રધાન લોર્ડ રોકિંગહામે અપ્રિય સ્ટેમ્પનો કાયદો રદ કરવા નિશ્ચય કીધો.

પિટ માંદો હતો છતાં આ વેળા સભામાં ખાસ હાજર રહ્યો અને આગ્રહ પૂર્વક બોલ્યો કે 'પાર્લમેન્ટમાં સંસ્થાનીઓનું હિત જોનારા કોઈ પ્રતિનિધિ નથી, તેથી બ્રિટનને તેમના પર કર નાંખવાનો અધિકાર નથી; અને આ કારણને લીધે એ કાયદો આખો, સંપૂર્ણપણે અને વિના વિલંબે રદ થવોજ જોઇએ. આ સૂચના મુજબ કાર્ય થયું, અને રાજાએ પિટને બોલાવી પ્રધાન થવા કહ્યું અને ડયુક ઓફ ગ્રાફ્ટનને વડો પ્રધાન બનાવ્યો.

**ચાહ આદિ પર જકાત.** પિટને 'અર્લ ઓફ ચેથમ'નો ખિતાબ મળવાથી તે ઉમરાવ સભામાં દાખલ થયો તેથી પ્રજામાં તેનું અસલ માન કાંઇક કમી થઇ ગયું. ઇંગ્લેંડમાં ઉમરાવસભા કરતાં આમ સભાના સભ્યોનું માન વિશેષ હતું અને છે. વળી નાદુરસ્ત તબીએતને લીધે તેનાથી કામ ઉપર પુરતું લક્ષ અપાતું નહિ. તેની ગેરહાજરીમાં કોશાધ્યક્ષ ટાઉનશેન્ડ, જે સ્ટેમ્પનો કાયદો રદ થયો તેને પાર્લમેન્ટની નિર્બળતાનું પરિણામ માનતો હતો, તેણે અમેરિકામાં આયાત થતાં ચાહ, કાચ, સીસું, ચિત્રકામમાં વપરાતા રંગ, અને કાગળ ઉપર જકાત નાંખવા વિષે નવો ધારો પસાર કરાવ્યો. નવી જકાતને લીધે અમેરિકામાં નવી ઝુંબેશ ચાલી. છતાં સંસ્થાનીઓને પોતાના અસલ દેશ પર પ્રેમ હોવાથી, ત્યાં હજુ એક તોફાન બનવા પામ્યું ન હતું.

**વિલ્કીસનાં તોફાન.** હવે પાર્લમેન્ટને ઇગ્લેંડમાં પ્રજા સાથે ટંટો ઉભો થયો. ૧૭૬૯માં પેલો વિલ્કીસ પરદેશથી પાછો આવ્યો અને મિડલ ઇસેકસના, બીજા સ્થળોના પ્રમાણમાં સ્વતંત્ર મતદારોએ તેને પસંદ કરી પાર્લમેન્ટમાં મોકલ્યો. આ હકીકત સાંભળી રાજા એટલો બધો ખીજવાયો કે તેણે પ્રધાનોને આ સ્થિતિ અટકાવવા દબાણ કર્યું જે બદનકશી માટે વિલ્કીસને પહેલાં ફ્રાન્સ ભાગવું પડેલું તે ગુન્હાસર તેને પરહેજ કરવામાં આવ્યો. લંડનમાં ગંભીર રમખાણ થયાં. લોકોનું ટોળું બે રાત શ્રેરેશેર ફર્યું તથા દરેક જણ પર વિલ્કીસની ચુંટણીના માનાર્થે રોશની કરવા માટે દબાણ થયું. ઓસ્ટ્રીઅન વકીલને તેના પલંગપરથી ઘસડી કાઢી તેના

જોડાના તળીઆ પર "નંબર ૪૫" એ શબ્દો ચાકવડે લખ્યા. પછી વિલ્કીસને 'કિંગ્સ બેન્ચ' નામની જેલમાં પુર્યો હતો ત્યાં લોકોએ એવો દરોરો પાડયો કે રિવાજ મુજબ હુલ્લડનો કાયદો વાંચી સંભળાવી ગોળીબાર કરવો પડયો અને કેટલાકના જાન ગયા. તથાપિ પાર્લમેન્ટે ઠરાવ કર્યો કે વિલ્કીસ સભ્ય તરીકે બેસવા નાલાયક છે. આ ચેતવણી છતાં પ્રજાએ તેનેજ ઉપરાઉપરી ચાર વખત ચુંટી કાઢયો; ત્યારે પાર્લમેન્ટે જોશમાં આવી જઈ પોતાની સત્તા બહારનું કામ કર્યું. આ મોટી ભૂલ ગણાય. તેમણે ઠરાવ્યું કે લટ્રેલ જે વિલ્કીસનો હરીફ હોઇ ૨૯૬ મત મેળવી શકયો હતો, તે વિલ્કીસના ૧૧૪૩ મત છતાં, રીતસર ચુંટાએલો છે. મતદારોના હક્ક ઉપર આ સીધી તરાપ કહેવાય, કેમકે જો પાર્લમેન્ટ પોતેજ સભ્યો પસંદ કરી શકે તો પછી ધારારચનામાં પ્રજાનો કોઈ જાતનો અવાજ રહ્યો નહિ. લોકો એટલા બધા ઉશ્કેરાઇ ગયા કે રાજા પાર્લમેન્ટમાં જતો હતો તે વેળા તેનું જાહેર અપમાન થયું; અને જ્યારે વિલ્કીસને જેલમાંથી છોડવામાં આવ્યો ત્યારે કોટવાલની હવેલી ઉપર ત્રણ ત્રણ ફુટ ઉંચા અક્ષરનો બનાવેલો 'લિબર્ટિ'-સ્વાતંત્ર્ય-શબ્દ ટાંગ્યો હતો. વિલ્કીસને નગરશેઠ બનાવ્યો

૧૭૭૧માં પાર્લમેન્ટ અને પ્રજા વચ્ચે પાછો ઝઘડો થયો, તેમાં વિલ્કીસનો જય થયો. પોણોસો વર્ષથી છાપખાનાને સ્વાતંત્ર્ય મળેલું હોવાથી છાપાં વધ્યાં જતાં હતાં. એકલા લંડનમાં સત્તર પત્રો પ્રગટ થતાં હતાં. પાર્લમેન્ટમાં ચાલતી ચર્ચાના રિપોર્ટ ન છાપવા એવો સ્થાયિ હુકમ છતાં ઘણાં પત્રોમાં ઘણાં અગત્યનાં ભાષણો નિયમિત પ્રસિદ્ધ થતાં. તે જમાનામાં પાર્લમેન્ટમાં રિપોર્ટરોને દાખલ કરતા ન હતા તેથી પત્રોની હકીકતો ખોટી, એક પક્ષી, અને ઘણીવાર સભ્યોનું અપમાન કરે એવી સુદ્ધાં આવતી. આથી આમ સભાએ પત્રો બંધ કરાવવાનો નિશ્ચય કર્યો. સભાના પ્રમુખે આઠ છાપનારાઓને કેદ કરવાનો હુકમ કાઢયો. તેમાંના બે જણાએ સ્થાનિક અદાલતોનો આશ્રય લીધો. તેમની તપાસ વિલ્કીસ તથા ઓલિવર નામના બીજા એક નગરશેઠ સમક્ષ ચાલી, જેમાં તેમને બીન અપરાધી ઠેરવી છોડી

મુકવામાં આવ્યા. મારટીન નામના માણસે પોતા પર મેજીસ્ટ્રેટની સહી વિનાતું વોરંટ લાવવા બદલ લાવનાર સખ્સને પોલીસમાં સ્વાધીન કર્યો.

હવે આમસભા અને રાજનગર વચ્ચે તોફાની મામલો ઉત્પન્ન થયો. બે સ્થાનિક અધિકારીઓને ટાવરગઢમાં મોકલવામાં આવ્યા. તેમને જેલ જતા જોઇ લોકોએ ટોળે વળી તેમની જય પોકારી. દોઢ મહિના પછી તેમને છોડયા ત્યારે આખા લંડનમાં રોશની કરવામાં આવી. દરમ્યાન પેલા છાપનારાઓ છુટા રહ્યા હતા. આ બાબતમાં પ્રજામતની જીત થઇ એમ કહી શકાય કેમકે તે વખતથી પાર્લમેન્ટની હકીકત નિયમિત છપાય છે અને તેમાં કોઇ આડે આવતું નથી. પરિણામે સારાં સારાં વર્તમાનપત્રો જન્મવા લાગ્યા. થોડા વર્ષમાં મોર્નિંગ ક્રોનિકલ, મોર્નિંગ પોસ્ટ, ટાઇમ્સ વિગેરે પત્રોએ દેખાવ દીધો. ૧૭૭૪માં મિડલ ઇસેકસે પાછો વિલ્કીસને ચુંટયો. આ વેળા તેને સભામાં બેસવા દીધો. બ્યાસીમાં આમસભાએ કબુલ કર્યું કે વિલ્કીસ-લટ્રેલની બાબતમાં સભા વચમાં પડેલી તે ભૂલ હતી, અને તેને લગતું સઘળુ લખાણુ સભાના દફતરમાંથી છેકી નાંખ્યું.

**સંસ્થાનોની બેદિલી.** આ અરસામાં અમેરિકામાં પ્રજાકીય લાગણી બ્રિટન સામે વધુ સખત થતી જતી હતી. ૧૭૭૦માં લોર્ડ નેર્થ વડો પ્રધાન થયો. તે રાજા કહે તેમ કરવા તૈયાર હતો. હવે સ્વાર્થી ખુશામતીઆ પુરૂષો રાજાના દરબારમાં ટોળે થતા અને જ્યોર્જને લાગ્યું કે હવે હું ખરો રાજા થયો. અમેરિકાના ધણી થવાનો તેનો અસલ નિશ્ચય વધુ દૃઢ થયો અને પ્રજા તથા પાર્લમેન્ટની એ બાબતમાં સહાનુભૂતિ મળી. અંગ્રેજો સદા એમ માનતા આવેલા કે સંસ્થાનો આપણી બાપીકી મિલ્કત છે. જે માણસોએ નવા પ્રદેશોમાં ઘરબાર બનાવવામાં અથાગ દુઃખ વેઠેલાં તેમનો એ પ્રદેશોપર પ્રથમ હક્ક હોવો જોઈએ એ ઇન્સાફની બાબત સૌ કોઈ ભુલી જતા. સ્વાર્થને આંખ હોતી નથી. અત્યારે સંસ્થાનો ઉમ્મર લાયક બનેલા પુત્રની સ્થિતિમાં હતાં. અને એથી પોતાનું

કારભારું કરવાનો તેમને હક્ક હતો. પરંતુ આ રહસ્ય સમજનાર બર્ક અને ચેધમ જેવા મહા પુરુષો વીરલા હતા. ૧૭૭૦માં લોર્ડ નોર્થે ચાહ શિવાયની વસ્તુ પરની જકાત કાઢી નાંખી. ચાહની જકાતની ઉપજ દરવર્ષે ૩૦૦ પાઉન્ડ જેટલી નજીવી હતી છતાં રાજાનો આગ્રહ હતો કે આપણો અધિકાર દર્શાવવા પુરતી એ જકાત કાયમ રાખવી. જે દિવસ લંડનમાં આ નિર્ણય થયો તેજ દિવસે અમેરિકાના બોસ્ટન કસ્બામાં શહેરીઓ અને સોલ્જરો (બ્રિટીશ) વચ્ચે ઝપાઝપી થઈ, અને કેટલાક લોકો માર્યા ગયા. આ સમાચાર ઈંગ્લેંડ પહોંચ્યા ત્યારે સરકાર જો શાણી હોત તો સમજી શકત કે સંસ્થાનીઓને વિના કારણે પજવવાનો સમય આ ન હતો.

**બોસ્ટન બંદરે ચાહ દરિયામાં પધરાવી.** આટ આટલી બ્રિટનની કનડગત છતાં બે ત્રણ વર્ષ તો કાંઈ તોફાન થયું નહિ. ચાહ પર જકાત નાંખવાનો બ્રિટને દુરાગ્રહ કરેલો હોવાથી અમેરિકનોએ ચાહનો બહિષ્કાર કર્યો. તેના બદલામાં તેઓ કોઈ વનસ્પતિનો ઉપયોગ કરતા. તેનું નામ તેઓએ 'સ્વાતન્ત્ર્ય ચાહ' (લિબરટી ટી) રાખ્યું. આને પરિણામે ઇસ્ટ ઇંડિયા કંપનીને ભારે નુકશાન થયું. લોર્ડ નોર્થે ઇંગ્લિશ બંદરોએ લેવાતી ચાહ પરની જકાત બંધ કરી, પણ અમેરિકાના બંદરોપર તો તે કાયમ રાખી. ઈંડિયા કંપનીએ બળજોરીથી અમેરિકામાં ચાહ ઉતારવાનો પ્રયાસ કીધો, અને ૧૭૭૪ના છેવટના ભાગમાં બોસ્ટન બંદરે ઘણો માલ આવ્યો. સંસ્થાનીઓએ આ માલને નહિ ઉતરવા દેવો એવો સંકલ્પ કરેલો હોવાથી તેમનામાંના ચાળીશ પચાશ જણા લાલ ઇંડીઅનનો વેશ ધારણ કરી એ વહાણોપર ચઢી ગયા. તેમણે કુહાડાથી પેટીઓ ઉઘાડી, અને અંદરની તમામ ચાહ દરીઆમાં નાંખી દીધી. આ અપરાધની સજા તરીખે* બોસ્ટન બંદર બંધ કર્યું, એટલે કે ત્યાંનો વેપાર બંધ કરાવ્યો, માસાચુસેટસ સંસ્થાનનો પટો રદ કર્યો અને ત્યાંના વહીવટ માટે એક કાઉન્સિલ નીમી.

**અમેરિકાની પહેલી કોન્ગ્રેસ.** હવે યુદ્ધ ઠરી ચુકયું; જોકે ખરી શરૂઆત થતાં એક વર્ષ વહી ગયું. અમેરિકાનો પ્રખ્યાત ફિલસુફ

અને રાજનીતિજ્ઞ ફ્રેન્કલીન આ ઝઘડો પતાવવાના હેતુથી ઇંગ્લેંડ ગયો. તે પણ ત્યાંથી નિરાશ થઈ પાછો ફર્યો. ૧૭૭૪માં જ્યોર્જીઆ શિવાયના સસ્થાનોમાંથી ચુંટાએલા પંચાવન પ્રતિનિધિઓની એક સભા ફિલાડેલ્ફીઆ મુકામે ભરાઇ. અને તેમાં એવો ઠરાવ થયો કે જ્યાં સુધી માસાચ્યુસેટસના હક્ક પાછા ન સોંપાય ત્યાં સુધી ગ્રેટ બ્રિટન સાથેનો તમામ વેપાર બંધ કરવો. વળી લઢાઈ એકાએક થવાનો ભય હોવાથી બીજો ઠરાવ લશ્કરી વ્યવસ્થા કરવા વિષે થયો. આટલે દરજ્જે વાત પહોંચી છતાં રાજા એકનો બે થયો નહિ. બીજે વર્ષે એટલે પચોતેરમાં પાર્લમેન્ટે જાહેર કર્યું કે માસાચ્યુસેટસના વતનીઓએ બળવો જગાવ્યો છે. નવા કાયદાનો અમલ કરવા આવેલા ગવર્નર ગેઇજે બોસ્ટન નજીક આવેલા કોન્કોર્ડ ગામમાંના સંસ્થાનીઓનું હથિયાર ગૃહ નષ્ટ કરવા લશ્કર મોકલ્યું. ત્યારે પહેલી લોહીની છોળો ઉડી. આ સરકારી સૈન્યને વધતું અટકાવવા કેટલાક ખેડુતો અને કામદારો સજ્જ થઇ રસ્તો ઘેરી ઉભા. તેમને લેકસિંગ્ટન આગળ સરકારી લશ્કરને પાછું વાળ્યું. અહીં આગળ આ બહાદુર ખેડુતોના પરાક્રમના કીર્તિસ્મરણાર્થે એક સ્મારક સાઠ વર્ષ પછી બંધાયુ હતું જે પર આ મતલબનું ઇમર્સનનું કાવ્ય કોતરાવ્યુંહતું:—

" એક વેળા આ કોન્કોર્ડ નદી ઉપર કમાન આકારે આવી રહેલા કામડ કુટીઆ પુલ પાસે ખેડુતોની ધજા એપ્રિલ માસની મંદમંદ લહેરોથી ફરકતી હતી. અને અહીં લશ્કર આકારે ખડા થઇ તેમણે જે ગોળીબાર કરેલો તેનો પ્રચંડ અવાજ સારી દુનિયામાં સભળાયો હતો.

**અમેરિકન યુદ્ધ.** હવે પછી બ્રિટન અને અમેરિકા વચ્ચે આઠ વર્ષ સુધી અમેરિકામાં યુદ્ધ ચાલ્યું. અમેરિકાની કોન્ગ્રેસે જ્યોર્જ વૉશિંગટનને સેનાધિપતિ નીમ્યો. આ મહાપુરૂષે પોતાનું ઝવેરાત એકવીશ વર્ષ પૂર્વે પિટસબર્ગ સર કરતી વેળા દાખવ્યું હતું, ત્યારબાદ તેણે અનેક સંકટો સહન કર્યાં. હાર કે જીત બંને સમયે તે શાંત તથા આત્મશ્રદ્ધાળુ રહેતો. તેણે પોતાના લશ્કરના હિત ખાતર અને સ્વદેશની મુક્તિ માટે પોતાના સર્વસ્વનો ભોગ આપ્યો. 'યુદ્ધમાં પહેલો, સુલેહમાં પહેલો, પોતાના

દેશબંધુઓના હૃદયમાં પહેલો," એવો આ વીર વોશિંગટન પોતાનું ચાલ્યું ત્યાં સુધી તો બ્રિટનને વળગી રહ્યો. પછી ન છુટકે તે યુદ્ધમાં ધૂમ્યો અને ૧૭૮૯માં તે સ્વતંત્ર થએલા યુનાઇટેડ સ્ટેઇટસનો પ્રથમ પ્રમુખ થયો.

વોશિંગટનની વાતમાં આપણે બહુ આગળ નીકળી ગયા. યુદ્ધની વાત પર હવે આવીએ, વોશિંગટન. પોતાનું લશ્કર હતું તે રણક્ષેત્રમાં પહોંચ્યો ત્યાર પહેલાં બકર હિલની લડાઈ લડાઈ ગઈ હતી. તેમાં સંસ્થાનીઓ હાર્યા પરંતુ હારતાં હારતાં પણ દુશ્મનને પોતાની બહાદુરી પ્રત્યક્ષ સાબીત કરી દીધી. બીજે વર્ષે બ્રિટીશ લશ્કરે કેનેડાપરનો સંસ્થાનીઓનો હુમલો પાછો વાળ્યો, પણ બીજી બાજુએ લોર્ડ હાઉએ બોસ્ટનને ઘેરો ઘાલેલો તે ઉઠાવવાની વોશિંગટને ફરજ પાડી. ધીમે ધીમે સંસ્થાનીઓએ અડગ નિશ્ચય કર્યો કે બ્રિટનથી તદ્દન સ્વતંત્ર થવું; અને જ્યારે તેમને માલમ પડયું કે બ્રિટન જર્મન સૈન્યનો ઉપયોગ કરતાં પણ શરમાતું નથી, ત્યારે આ નિશ્ચય તેમના હૃદયમાં કોતરાઈ ગયો, તેમની રગેરગમાં વ્યાપી ગયો.

**સ્વાતંત્ર્ય ખત.** ૧૭૭૬માં જોન આદમ્સ, ફ્રેન્કલીન, શેર્મન, આદિ મોટા તથા ઉત્સાહી નેતાઓની આગેવાની હેઠળ અમેરિકાની કોન્ગ્રેસે ઠરાવ કર્યો કે એકત્રિત થએલાં સંસ્થાનો સ્વતંત્ર રાજ્ય થવાં જોઇએ અને વર્જીનીઆવાળા જેફર્સને સ્વાતંત્ર્યખત તૈયાર કર્યું જેની છેવટ આ પ્રમાણે છેઃ—"અમે કોન્ગ્રેસમાં ભેગા થએલા યુનાઈટેડ સ્ટેટસના પ્રતિનિધિઓ અમારા હેતુની સત્યતા વિષે પરમાત્માને સમક્ષ રાખી જાહેર તથા પ્રસિદ્ધ કરીએ છીએ કે આ યુનાઇટેડ સ્ટેટસ સ્વતંત્ર રાજ્ય છે, અને પોતાને હક્કે કરીને સ્વતંત્ર થવાંજ જોઇએ."

બીજે વર્ષે બર્ગોઇન સરદારનું બ્રિટિશ સૈન્ય સારાટોગા આગળ ઘેરાઈ ગયું અને તાબે થયું. વળી ફ્રાન્સ 'સાત વર્ષના યુદ્ધ' વખતનું વેર લેવા તથા અંગ્રેજોને હલકા પાડવા તલસતું હતું; તેણે સંસ્થાનીઓ સાથે મૈત્રી કરી.

**ચેધમનું મરણ.** લોર્ડ ચેધમે ઘણા વખતપર આ ભવિષ્ય ભાખ્યું હતું. અત્યારે તેની ઉમ્મર સિત્તેર વર્ષની હતી. ઉપરાંત રોગને લીધે તેનું

શરીર છેક કથળી ગયું હતું છતાં સંસ્થાનીઓની ફરીયાદનું સંપૂર્ણ નિવારણ થાય તે વિષે ખાસ આગ્રહ કરવા તે ચાહી ચલાવી પાર્લમેન્ટમાં ગયો પણ તેની સઘળી મહેનત ફોકટ ગઈ. ફરી બે મહિના પછી સભા ભરાઈ ત્યારે વૃદ્ધ ચેથમ અમેરિકાને શાંત પાડવા તથા ફ્રાન્સ જેવા કટ્ટા શત્રુને ખોખરૂં કરવા વિષે સભાને સમજાવવા ઉભો થયો. તેની દલીલનો ડયુક ઓફ રિચમન્ડે જેવો તેવો, ભાંગ્યો તુટયો જવાબ વાળ્યો. ચેથમે પ્રત્યુત્તર આપવા ઉભા થવા માંડયું પણ તેનાથી બોલાયું નહિ, અને મૂર્છા ખાઈ તે ભોંય પર પડયો. એક મહિનામાં તેનું મોત થયુ અને સમાધાનીની સર્વ આશાનો અંત આવ્યો.

**જીબ્રોલ્ટરનો ઘેરો.** હવેનાં ચાર વર્ષ બ્રિટન માટે મહા દુઃખનાં હતાં ૧૭૭૯માં તેની વિરૂદ્ધ ફ્રાન્સ સાથે સ્પેઈન પણ સામેલ થયું. તેણે જીબ્રોલ્ટરને ઘેરો ઘાલ્યો. જનરલ ઇલિયટે ત્રણ ત્રણ વર્ષ સુધી જીબ્રોલ્ટરનો બચાવ કર્યો, અને અંતે અગ્નિમય ગોળી છોડી દુશ્મનનાં વહાણો બાળી મુકયાં; ત્યાર પછી લોર્ડ હાઉ તેની મદદે આવી પહોચ્યો. ૧૭૮૦માં રશિઆ, સ્વિડન, અને ડેન્માર્કે ભેગા થઈ નક્કી કર્યું કે બ્રિટિશ લોકોને પરદેશી વહાણોની જડતી લેતા અટકાવવા અને આ કાર્યમાં પ્રશિઆ અને હોલેન્ડ પણ સામેલ થયાં.

**આયર્લેંન્ડ.** આ તો કહી પરદેશની મુશ્કેલી, પણ ઘર આગળની મુશ્કેલી કાંઈ ઓછી નહતી. અમેરિકાના યુદ્ધમાં મોકલવા સારૂ આયર્લેંન્ડમાંથી સૈન્ય ઉઠાવી લીધું હતું. અને આયર્લેન્ડ પર ફ્રેન્ચ લોકો ચઢાઈ લાવે એવી બ્હીક હોવાથી ત્યાંની પ્રજાએ આત્મરક્ષણ સારૂ સ્વયંસેવક સૈન્ય, મુખ્યત્વે પ્રોટેસ્ટન્ટોનું, તૈયાર કર્યુ. આ સૈન્ય સપાટાબંધ વધીને એક લાખ જેટલું થયું. આવું મોટું રાષ્ટ્રીય સૈન્ય આયર્લેંન્ડમાં અસ્તિત્વ ધરાવે તે ઈંગ્લેંડને કેમ પાલવે? એ પ્રજાના વેપાર પર ઘણા વખતથી ઇંગ્લેંડે આકરા અંકુશ મુકયા હતા, જેને પરિણામે આયર્લેંન્ડવાળાને બ્રિટન માટે પ્રેમ રહ્યો ન હતો. બ્રિટનને બ્હીક લાગી કે તે અમેરિકાના જેવું કરે તો? વળી હેન્રી ગ્રેટન નામના ઉદાર અને ઉત્તમ વકતાએ આયરિશ પાર્લમેન્ટમાં દરખાસ્ત મુકી

કે આયર્લેન્ડને પોતાનો માલ મરજી પ્રમાણે પરદેશ ચઢાવવાનો હક હોવો જોઈએ. આ પ્રમાણે તમામ બાજુએથી સંકડામણમાં આવી પડેલા લોર્ડ નોર્થે તેમને ઉન અને કાચ માટે આ હક આપ્યો.

**ગોર્ડનનાં હુલ્લડ.** ખુદ ઇંગ્લેંડમાં અશાંતિ ઓર રીતે પ્રગટ થઈ. ૧૭૭૮માં કેથોલિક સામેના જમાના કાયદામાંના કેટલાક રદ કર્યા હતા. આથી હડહડતા પ્રોટેસ્ટન્ટો ચીડાઈ ઉડયા હતા. લોર્ડ જ્યોર્જ ગોર્ડન નામનો ધર્માંધ અને ચળેલા મનનો પુરૂષ સાઠ હજાર માણસોની સરદારી લઈ પાર્લમેન્ટમાં એ કાર્ય સામે ફરિયાદની અરજી લઈ ગયો. આ અવ્યવસ્થિત ટોળાએ ઉમરાવસભાનું અપમાન કર્યું અને તેઓ આમસભાની ઓસરીમાં ધુસી ગયા. પછી ધક્કા મારી કાઢયા ત્યારે જ તેઓ ત્યાંથી ખસ્યા. પાછા ફરતાં તોફાન થયાં. ચાર દિવસ સુધી રાજનગરમાં અરાજકતા રહી. દંગાખોરોએ કેથોલિક દેવાલયો સળગાવી મુકયાં, દારૂના એક કારખાનામાં ધુસી જઈ તેને આગ લગાડી. આ આગના ભડકામાં કેટલાએ હુલ્લડખોરો જેમણે મફતનો દારૂ દેખી ખૂબ પીધો હતો તેઓ સળગી મુઆ. પછી દશ હજાર સૈનિકોની સહાય આવી ત્યારે જ શાંતિ થઈ શકી.

**લોર્ડ કોર્નવોલિસ દુશ્મનને શરણે** લોર્ડ નોર્થનું રાજ્ય દિનપર દિન અકારૂં થતું જતું હતું. એક બાજુ લડાઈના ભારે ખર્ચ, અને બીજી બાજુ વેપાર બંધ પડયો હતો. પેન્શન અને રૂસ્વતમાં ખર્ચાતાં હદપારનાં નાણાં વિષે બર્કે પાર્લમેન્ટમાં સરકારને સખત ઝાટકા માર્યા હતા. પછી ૧૭૮૧માં અમેરિકામાંનું બ્રિટિશ સૈન્ય ભયંકર આફતમાં આવી પડયું. વોશિંગટનના બંદોબસ્તને લીધે લોર્ડ કોર્નવોલિસ પોતાના ચાર હજાર સૈનિકો સાથે એવો સચોટ ઘેરાઈ ગયો કે તેને જમીન માર્ગે સાધન મળતાં બીલકુલ બંધ થયાં. વળી જળમાર્ગે ફ્રેન્ચ નૌકાએ ઘેરેલો હોવાથી તેને યોર્કટાઉન આગળ શત્રુને શરણે જવું પડયું.

**વર્સા઼ઇલ્સનું તહનામું.** દુશ્મન દળના બળ હેઠળ ગ્રેટબ્રિટન છેક છુંદાઈ જશે એમ ભાસતું હતું. લોર્ડનોર્થ દુઃખમાં ને દુઃખમાં

એકવાર બોલી ઉઠયો કે "બાજી તમામ ખતમ થઈ ગઇ" અને ૧૭૮૨માં તેણે રાજીનામું આપ્યું. નવા પ્રધાનોએ આયર્લેન્ડને ઝટ શાંત કરવા પોઇનિંગનો કાયદો રદ કીધો, (જે કાયદાની મતલબ એવી હતી કે દરેક આયરિશ પાર્લમેન્ટ બોલાવતાં પહેલાં તે શા કારણોથી બોલાવાય છે, તથા તેની અંદર કયાં કયાં કામ થવાનાં છે તે વિષે રાજાની કાઉન્સિલને ખબર કરી તેની રજા લેવી જોઇએ; અને આવી રજા શિવાયની પાર્લમેન્ટમાં થએલું કાર્ય રદબાતલ ગણવું.) ઉપરાંત તેઓ અમેરિકા ફ્રાન્સ અને સ્પેઇન સાથે સુલેહ માટેની તજવીજ કરવા લાગ્યા. પરતુ આ વાત કાંઈ સહેલી ન હતી, કેમકે સ્પેઇનની દાઢ જીબ્રાલ્ટર પર હતી, ફ્રાન્સને બંગાળાની હાય લાગી હતી, અને આ બન્ને સ્થળો બ્રિટનને અતિ ઉપયોગી હતાં. તેવામાં બ્રિટનના સદ્‌ભાગ્યે તેના એક ઉત્તમ નૌકાપતિ રોડનીએ ફ્રેન્ચ નૌકાને દરીઆઈ લડાઇમાં સજડ હાર ખવડાવી. વળી આજ અરસામાં દુશ્મનને જીબ્રોલ્ટરનો ઘેરો ઉઠાવવો પડયો. આ વિજયોથી બ્રિટનના પગમાં કાંઇક જોશ આવ્યું. ૧૭૮૩માં વર્સાઇલ્સ મુકામે સુલેહ થઈ. ફ્રાન્સને કશું મળ્યું નહિ. સ્પેઇનને ફકત માઇનોર્કા અને ફ્લોરીડા મળ્યાં. ભૂમધ્ય સમુદ્રની ચાવી સમાન જીબ્રોલ્ટર બ્રિટને રાખવું એમ નક્કી થયું. અમેરિકા સાથે એવી શરત થઇ કે માત્ર કેનેડા, નોવા સ્કોશિયા, અને ન્યુફાઉન્ડલેન્ડ બ્રિટનના કબજામાં રહે, અને યુનાઇટેડ સ્ટેઇટ્સની સ્વતંત્રતા બ્રિટન કબુલ રાખે. બળવાન સંસ્થાન ઉપર જબરાઈથી કર નાંખવા વિષેના જ્યોર્જના અને તેના પ્રધાનોના આગ્રહી પ્રયાસોનુ આવું આકરૂં પરિણામ નીપજ્યું. જો તેમણે સંસ્થાનીઓને રીતસરની છુટછાટ આપવા જેટલું ડહાપણ વાપર્યું હોત તો કદાચ આજે પણ અમેરિકા બ્રિટિશ સામ્રાજ્યમાં હોત. આ વખતથી સ્વતંત્ર બનેલા સસ્થાનોનો ઇતિહાસ ગ્રેટ બ્રિટનથી નોખો થાય છે. છતાં ત્યાંનાં નરનારિઓના દિલમાં હજુ અસલ માતૃભૂમિ માટે પ્રેમ છે, અને બ્રિટન પણ પોતાની કુખમાં પાકેલી આ બળવાન પ્રજા માટે અભિમાન ધરાવે છે.

**કેપ્ટન કુક.** આ વાત નોંધવા જેવી છે કે ઉપર દર્શાવ્યા પ્રમાણે એક બાજુથી અમેરિકા બ્રિટનના હાથમાંથી સરતું જતું હતું તેજ

અરસામાં દુનિયાની બીજી બાજુએ બ્રિટન માટે નવાં સંસ્થાનો તૈયાર થતાં હતાં. ૧૭૮૬માં કેપ્ટન કૂક નામના અંગ્રેજ વીરને રોયલ સોસાયટીએ પેસિફિક મહાસાગરમાં આવેલા ટાહિટી બેટમાં, સૂર્યના બિંબપર શુક્રના ક્રાંતિવેધનું નિરીક્ષણ કરવા મોકલ્યો હતો. અહીંથી પાછા ફરતી વેળા કૂક ન્યુઝીલેન્ડ ગયો. આ ભૂમિમાં કેટલાક બીયાં વાવી અને કેટલાંક ડુક્કરોને રખડતાં મુકી, તે ઑસ્ટ્રેલીઆ ગયો. અહીં અગ્નિખુણાના પ્રદેશનું પરીક્ષણ કરી તેણે બ્રિટિશ વાવટો ફરકાવ્યો અને તેનું નામ 'ન્યુ સાઉથ વેલ્સ' પાડયું. પછી હવાઈ ટાપુમાં તેનું ખુન થયું. ત્યારપછી આઠ વર્ષે, ૧૭૮૭માં એવો ઠરાવ થયો કે કાળા પાણીની સજાવાળાઓને ન્યુ સાઉથ વેલ્સમાં વસાવવા. બીજે વર્ષે પિટે કેપ્ટન ફિલિપને ૮૫૦ (સ્ત્રી અને પુરૂષો મળી) ગુન્હેગારોને લઇ મોકલ્યો. પ્રથમ તો તે 'બોટેની બે'માં, અને પછી જેકસન બંદરે ગયો. અહીં તે રહ્યો તથા તે ભૂમિનું નામ સિડની પાડયું. આરંભમાં આ લોકોને પુષ્કળ દુઃખ વેઠવાં પડયાં; ઘણીવાર તેમને ખાધા વગર ચલાવવું પડતું. તેઓ ગુન્હેગાર હતા છતાં તેમણે આ નવા દેશના વસવાટ માટે જે સેવા બ્રિટનની બજાવી છે તે વિસરાય એવી નથી. તેમના પરિશ્રમને પરિણામેજ અત્યારે ત્યાં બ્રિટનનું આબાદ સંસ્થાન થઈ શક્યું છે.

**હિંદમાં અંગ્રેજોની પ્રગતિ.** દરમ્યાન હિંદમાં થતા ફેરફારોને લીધે ત્યાંનાં વેપારી વસાયતો બ્રિટિશ સરકાર હેઠળ આવ્યાં હતાં. લોર્ડ ક્લાઇવના સ્વદેશગમન પછી બ્રિટિશ સોદાગરોએ પોતાની સત્તાની દોરને લીધે દેશીઓને દમવામાં, અને તેમની પાસેથી પૈસા ઓકાવવામાં કશી મણા રાખી નહિ. આવા અન્યાય અને જુલમ વિષે ફરિયાદ એટલી બધી વધી ગઈ કે બ્રિટિશ સરકાર ૧૭૭૩માં વચમાં પડી અને વોરન હેસ્ટીંગ્સને બંગાળા, મુંબાઈ અને મદ્રાસ ત્રણે ઇલાકાઓનો ગવર્નર-જનરલ બનાવ્યો. હેસ્ટીંગ્સનું કાર્ય કઠણ હતું. તેની સત્તા ચોખ્ખી રીતે નક્કી કરાઈ ન હતી, અને સર ફિલિપ ફ્રાન્સિસ નામના કાઉન્સિલર સાથે તેને ડગલે ને પગલે તકરાર થતી. છતાં પોતાના અગીઆર વર્ષના અમલ

દરમ્યાન તેણે હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો મજબુત બનાવ્યો. ૧૭૮૮માં તે સ્વદેશ ગયો ત્યારે તેના પર આરોપ મુકાયા અને તેનો મુકર્દમો ઉમરાવસભા સમક્ષ સાત વર્ષ સુધી ચાલ્યો. મુખ્ય આરોપો એ હતા કે (૧) તેણે ચાર લાખ પાઉન્ડ લઈ રોહિલા જેવી સ્વતંત્ર પ્રજા પર હુમલો કરવા અલ્હાબાદના વજીરને લશ્કરી મદદ આપી હતી. તેની મદદથી રોહિલાઓનો દેશ ખેદાન મેદાન થઈ ગયો અને તેઓ પરાધીન બન્યા. (૨) દેશી રાજ્યો પાસે નાણું કઢાવવા માટે તેણે અત્યાચાર કર્યા હતા. તેના પર તોહોમત મુકનારાઓમાં મુખ્ય બર્ક હતો. બર્કનો એવો સબળ અભિપ્રાય હતો કે હિંદમાં બ્રિટિશ રાજ્ય કૃપાળુ તથા ઇન્સાફી હોવું જોઇએ. સાત વર્ષની તપાસ કેડે તેને બીન અપરાધી ઠેરવી છોડી મુકવામાં આવ્યો.

**ઈંડિયા બિલ.** હિંદમાંના અગ્રેજ વહીવટની આવી આડકતરી તપાસને પરિણામે ઈંગ્લેંડના વિચારશીલ પુરૂષો હિંદી બાબતો પર લક્ષ આપવા લાગ્યા. આમસભામાં આ વેળા સામસામા પક્ષમાં બે ધરખમ રાજનીતિજ્ઞો હતા, એક બાજુ ચેથમનો પુત્ર 'નાનો પિટ,' જે ૧૭૮૩માં વડો પ્રધાન બન્યો તે, અને બીજી બાજુ તેનો પ્રતિપક્ષી ફૉક્સ (પાછળથી લૉર્ડ હોલેન્ડ) હતો. ફૉક્સમાં અંગત દુર્ગુણો (કુછંદ, જુગાર આદી) કેટલાક હતા; છતાં તેની તીવ્ર બુદ્ધિ, ઉચ્ચ કાર્યદક્ષતા, બોલવાની છટા, સ્વદેશપ્રેમ, અન્યાય અને અત્યાચાર સામે વિરોધવૃત્તિ, આવા ગુણોને લીધે તેણે પોતાની કીર્તિ અમર કરી છે. તેણે હિંદના વહીવટ વિષે એક કાયદો રજુ કર્યો. પરતુ તે ઉમરાવસભામાં પાસ થયો નહિ. પછી પિટે એ જ વિષય પર કાયદો ઘડયો અને તે પસાર થયો. રાજદ્વારી બાબતોમાં ઇસ્ટ ઇંડિયા કંપની ઉપર કાબુ રાખવા તથા ભારતવાસીઓનાં રક્ષણાર્થે બ્રિટિશ પ્રધાનોનું ' બોર્ડ ઓફ કંટ્રોલ' નીમાયું. તે સમયથી વસ્તુતઃ હિંદ બ્રિટીશ સામ્રાજ્યનું એક અંગ બન્યું.

# પ્રકરણ ૧૭.

## ત્રીજો જ્યોર્જ. ઉત્તરાર્ધ. ૧૭૮૪-૧૮૨૦

**પિટ વડો પ્રધાન.** જે સાલમાં ઈંડિયા બિલ પાસ થયું તે ચોર્યાસીની સાલ બ્રિટન માટે મહત્ત્વની છે, કેમકે તે વર્ષમાં પિટ જેવા ઇંગ્લૅંડના ઉત્તમ રાજનીતીજ્ઞોની પંક્તિમાં લેખાતા બાહોશ પુરૂષની સરદારી હેઠળ બળવાન પ્રધાનમંડળ નીમાયું. પિટ પહેલો અધિકારી મડળમાં દાખલ થયો ત્યારે તેની ઉમ્મર ફક્ત ચાળીશ વર્ષની હતી. વ્હીગ પક્ષનો આગેવાન ફૉક્સ તેને 'નાદાન બાળક' કહી હસી કાઢતો. આ સમયે તેને ખ્યાલ ન હતો કે આ 'નાદાન બાળક'જ સત્તર વર્ષ સુધી ઇંગ્લૅંડના વડા પ્રધાનપદને શોભાવશે. આમસભામાં તેની બહુમતિ ન હતિ અને પાંચ વખત તો સભામાં એની હાર થએલી છતાં સભાબહારની પ્રજાનો મત પોતા તરફ છે એ ખાત્રીથી તે કમ્મર કસી તૈયાર થયો. મોટા મોટા વ્હીગ કુટુમ્બોમાં ચાલતો લાંચરૂશ્વતનો રિવાજ તોડી પાડવાની તેને આશા હતી. તેનો વિચાર રાજકારભારમાંના દોષ અને અનાચાર નાબુદ કરવાનો હતો. તેની ધારણા સાચી નીવડી કેમકે ૧૭૮૪માં પાર્લમેન્ટ બરખાસ્ત થઇ અને નવી ચુંટણીનો સમય આવ્યો ત્યારે તેને બહોળી બહુમતિ મળી, અને હવે પછીની આઠ વર્ષની શાંતિ દરમ્યાન તેણે પ્રજા માટે મોટાં મોટાં કાર્યો કર્યાં.

**પિટની અર્થવિદ્યા.** ૧૭૭૬માં આદમ સ્મિથ નામના પુરૂષે 'પ્રજાઓની સંપત્તિ' નામનો ગ્રંથ પ્રગટ કર્યો હતો. તેમાં તેણે એવા સિદ્ધાન્ત રજુ કર્યા હતા કે-૧. દરેક માણુસને જાતમહેનતથી બને તેટલું કમાવાની છુટ હોવી જોઇએ. ૨. દેશવિદેશના વેપારને અંકુશિત કરનારા કાયદા નુકશાનકારક છે. પિટે આ ગ્રથનો અભ્યાસ કર્યો હતો, તેથી તેણે ચાહ અને દારૂ પરની જકાત ઓછી કરી અને કર ઉઘરાવવાનું કાર્ય બહુ સરળ કરી નાખ્યું. પચાશ વર્ષ પર વૉલપોલે આવી જ ઉમેદ રાખી હતી. આમ થવાથી દાણુ-ચોરી કરવાની ઇચ્છા ઘટી ગઈ; વેપારીઓ રીતસરની જકાત ભરી પોતાનો માલ ખુલ્લી રીતે લાવવા લાગ્યા, અને રાજ્યની આવક

એટલી બધી વધી કે તે બીજા ઘણા ત્રાસદાયક વેરા કમી કરી શક્યો. આથીયે આગળ વધી તેની ઇચ્છા બ્રિટન અને આયર્લેન્ડ વચ્ચેનો વેપાર સાવ નિરંકુશ બનાવવાની હતી; પરતુ આયરિશ પાર્લમેન્ટે તેનું નિરંકુશ વેપાર વિષેનું બિલ સ્વીકાર્યું નહિ. બ્રિટિશ અને આયરિશ વેપારીઓને પરસ્પર પુષ્કળ ઇર્ષ્યા હતી. વળી ઇંગ્લેંડ આયર્લેન્ડની સ્થિતિ જુદી જુદી હતી. ઇંગ્લેંડ હુન્નરપ્રધાન હતું ત્યારે આયર્લેન્ડ ખેતીપ્રધાન હતુ. આથી ઇંગ્લેડનો ન્યાય આયર્લેન્ડને પાલવે એવો ન હતો તેથી ગ્રેટન જેવા આયરિશ નેતાઓએ પિટની સલાહ કબુલ રાખી નહિ. પછી પિટે ફ્રાન્સ સાથે વેપારી સંધી કરી અને બન્ને દેશો વચ્ચે જતી આવતી ઘણી વસ્તુઓ પરની જકાત બન્નેએ કાઢી નાંખી.

**પ્રજાકીય દેવું કમી.** પિટની પ્રધાનગીરીના આરંભના જેવી જાહોજલાલી બ્રિટને ઘણા સમયથી અનુભવી ન હતી. અમેરિકા સાથેનો ઝઘડો ખતમ થયો હતો. વેપાર ધમધોકાર ચાલતો હતો. બ્રિટિશ માલ માટે હિંદુસ્તાનરૂપી નવું બજાર ખુલ્લું થયું હતુ. યંત્રો વ્યવહારમાં દાખલ થયાથી માલ ઘણી ઝડપથી બનવા લાગ્યો હતો, અને કારખાનાઓમાં ઘણા લોકોને રોજી મળી હતી. ઉપરાંત કરકસર અને પ્રમાણિકતાને કારણે પિટ પ્રજાકીય દેવુ કમી કરી શક્યો. સરકારી આવકજાવકના હિસાબ પ્રસિદ્ધ કરવાની રૂઢી તેણે દાખલ કરી લોન લેવાની જ્યારે જરૂર પડતી ત્યારે તે જાહેર રીતે રીતસર વ્યાજે અને વ્યાજબી ભાવે લોન લેતો. પહેલાંના સમયમાં પ્રજાનું દ્રવ્ય સરકારી અધિકારીઓ ઓઇયાં કરતા તે બદી તેણે યથાશક્તિ અટકાવી. વળી ચુંટણી વેળા જે ગોટાળા ચાલતા હતા તેનો અંત આણવા તેણે એક સુધારા બિલ પણ તૈયાર કર્યું હતું. આ બિલની મતલબ એ હતી કે અસલ મોટાં હોવાને લીધે જે સ્થળોને પાર્લમેન્ટમાં સભ્ય મોકલવાનો અધિકાર હતો પરતુ જ્યાં અત્યારે વસ્તી જુજ થઈ ગઈ હતી તેવાં સ્થળોના એ હક્ક કમી કરવા; અને જે સ્થાનોમાં આધુનિક સમયમાં વસ્તી વધી ગએલી ત્યાં એ હક્ક હોય તો વધારી આપવો, અને ન હોય તો નવો આપવો. પરંતુ અત્યારે આવા વિચાર પાર્લમેન્ટ જેરવી શકે એમ ન હતું, કેમકે જે પુરૂષોનાં ખીસ્સાં

ચુંટણી વેળા તર થતાં અને જેઓ મનમાન્યા સભ્યો મોકલવાની શક્તિ ધરાવતા તેઓએ સખત વિરોધ ઉઠાવ્યો; અને સામાન્ય પ્રજા ખાધેપીધે પહેરવે ઓઢવે સુખી હતી, એટલે તેને ચુંટણી વિષે તલભાર ચિંતા ન હતી. આ વેળા એમ લાગતું હતું કે આ સુખ-શાંતિ-સંપત્તિનો યુગ ઘણો વખત ટકશે. રાજાને ફરી ચિત્તભ્રમ થઇ આવ્યો. પરતુ ટુંક મુદતમાં તે સાજો થયો. પિટના કારભારમાં પ્રજા પોતાને નિર્ભય માનતી હતી અને તે કોઈ પણ પ્રકારના ફેરફાર કરવા ઇચ્છતી ન હતી. તેના પર તદ્દન અણધારી દિશામાંથી આફતનાં વાદળ આવી પડશે એવો કોઇને સ્વપ્ને યે ખ્યાલ ન હતો. એવામાં ૧૭૮૯માં ફ્રેન્ચ રાજ્યવિપ્લવ ફાટયો અને તેના સમાચાર સાંભળી આખું યુરોપ ચોંકી ઉઠયું. આને લીધે આખા યુરોપમાં પચીશ પચીશ વર્ષ સુધી યુદ્ધ ચાલ્યું અને આખો ખંડ ઉપરતળે થઈ ગયો.

**ફ્રેન્ચ રાજ્યવિપ્લવ.** સ્પેનીશ આર્મેડા પછી બસે વરસે, અને અંગ્રેજ રાજ્યવિપ્લવ પછી સો વર્ષે આ મહાન વિપ્લવ થાય છે. સો સો વર્ષને ગાળે આ મોટા બનાવો બન્યા છે. ઘણા સમયથી યુરોપની તમામ પ્રજાઓમાં એવા વિચાર દાખલ થયા હતા કે સરકાર જેટલી રાજા તથા ઉમરાવોના લાભ માટે છે તેટલીજ મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગના હિત માટે છે. આ લાગણી સંતોષવા બ્રિટનમાં વખતોવખત સમયાનુસારી સુધારા થતા ગયા હતા; પરંતુ ફ્રાન્સમાં છેલ્લાં દોઢસો વર્ષથી લોકો પર દિન પર દિન જુલમ વધતા ગએલા. ત્યાંના કાયદા એવા અન્યાયી હતા કે કરવેરાનો બોજો ખેડુત તથા મજુરવર્ગને માથે પડતો, અને ધનવાન ઉમરાવ-વર્ગ તેમાંથી મુક્ત રહેતો. અમીર ઉમરાવો રાજદરબારમાંજ પડી રહેતા, અને પોતાની જાગીરની જરાએ સભાળ ન રાખતા, શિવાય કે પોતાના ખેડુતો પાસેથી દમીને બને તેટલા પૈસા કઢાવવા. મજુરોને દર વર્ષે પોતાના જાગીરદારની જમીન તથા રસ્તા પર ઘણા રોજ મફત કામ કરવું પડતું. ખેડુતોનાં ઝુંપડાં અને ખેતરોની ખરાબી થઇ હતી. ઉપરાઉપરી દુકાળથી તેમના દુઃખમાં ઉમેરો થયો હતો. મોટાં શહેરોમાં એક બાજુ અનીતિ, અનાચાર તથા ઉડાઉપણું, અને બીજી બાજુ અત્યંત દયાજક ગરીબી નજરે પડતી. ફ્રાન્સ દેશ પ્રતિદિન ગરીબાઈમાં ડુબતો જતો હતો.

રાજ્યહીવટમાં આમપ્રજાનો જરાએ અવાજ ન હતો. ધર્મખાતું પણ મલિન બન્યું હતું અને આચાર્યો ઉમરાવોની પેઠે રહેતા તથા પોતાની ફરજો પ્રત્યે બેપરવા બન્યા હતા. વોલ્ટર અને રૂસો જેવા લેખકોએ સરકાર અને ધર્મખાતા સામે ગરમા ગરમ લખાણો લખી પ્રજાસ્વાતંત્ર્યના વિચારો દેશમાં ફેલાવ્યા હતા. વળી અમેરિકન સંસ્થાનીઓએ સ્વાતંત્ર્ય મેળવ્યું એ ઉત્તેજક દાખલો હતો. ઇંગ્લેંડ સામેના યુદ્ધથી ફ્રાન્સ દેવાળીઉં બન્યું હતું અને હવે વધારે કરનો બોજો પ્રજાથી સહેવાય એમ ન હતું. આ સર્વ કારણોને લીધે ફ્રેન્ચ રાજ્યવિપ્લવ બનવા પામ્યો.

ઉપર વર્ણવેલા દુઃખોનું નિવારણ કરવાના શુભ હેતુથી સોળમા લુઈ રાજાએ મહાસભા બોલાવી. પરંતુ આથી તો ઉલટો અસંતોષ એકત્રિત થયો. મહાસભામાં આમપક્ષ આગળ પડયો અને તેમણે મહાસભાને ફેરવી 'પ્રજાકીય સભા' કરી નાંખી, એટલે કે રાજા અને ઉમરાવોને બાતલ કર્યા, અને તમામ સત્તા પોતાના હાથમાં લીધી. પેરીસમાં હુલ્લડ શરૂ થયું; બાસ્ટીલની જંગી જેલ તોડયા પછી શહેરનો કારભાર કરવા એક વિપ્લવ પક્ષનું મડળ નીમાયું. થોડા મહીના પછી ટોળે થએલા લોકો રાજાને વર્સાઇલ્સના રાજમહેલમાંથી લઈ આવ્યા, અને તેને પેરીસ નગરમાં ત્રણ વર્ષ સુધી નજર કેદ કર્યો. બાણુની સાલમાં ઓસ્ટ્રીઆ અને પ્રશીઆએ લુઇને ફરીથી ગાદીએ બેસાડવાના હેતુથી ચઢાઇ કરી, પણ ફ્રેન્ચ લસ્કર બહુ બળવાન હોવાથી તેમનું કાંઇ ફાવ્યું નહિ, અને ઉશ્કેરાએલા લોકોએ રાજ્યપક્ષના જેટલાં માણસો હાથમાં આવ્યાં તેમને બકરાંની પેઠે કાપી નાંખ્યાં. બીજે વર્ષે રાજારાણીને પણ *ગીલટીન પર ચઢાવી નરપશુઓએ તેમના જાન લીધા.

---

* ગીલટીન, કાગદીઓ કાગળના થોકડા કાપવા જે સંચો વાપરે છે તેના જેવું યંત્ર હતું. સજા પામેલા માણસનું માથું ગાળામાં મુકાવી પછી સ્ક્રુ ફેરવવામાં આવતું, એટલે ઉપરથી મોટી તરવાર જેવી ધારવાળી વસ્તુ નીચે ઉતરતી અને બેલા અપરાધીનું ડોકું એક આચકાની સાથે ધડથી જુદું થઇ જતું. મોટાં કતલખાનામાં પણ આવાં જ યંત્ર વપરાય છે.

**બર્કનાં લખાણુની અસર.** આટલો વખત તો બ્રિટન આ સર્વ તમાશો શાંતિથી આઘે રહ્યું જોતું હતું. ફ્રેન્ચ પ્રજાએ સ્વાર્થી અને પાપી ઉમરાવો સામે બળવો ઉઠાવ્યો એ સમાચાર સાંભળી પહેલાં તો ઘણા અંગ્રેજો રાજી થયા હતા. ફોક્સ આ રાજ્યવિપ્લવને કીર્તિકર તથા મંગળમય માનતો હતો. પિટને પણ પ્રારંભમાં તો એમ લાગ્યું કે આ સર્વ અશાંતિ આપોઆપ દૂર થઈ જશે અને ટુંક સમયમાં ફ્રાન્સ થાળે પડશે; આથી તે આ પરદેશી હીલચાલમાં માથું મારવા તૈયાર ન થયો. પરંતુ એડમન્ડ બર્ક નામના મહાપુરૂષને પહેલેથી જ જ્ઞાન થઇ ગયું હતું કે રાષ્ટ્ર પરનો તમામ અંકુશ એકદમ દૂર થવાથી આગળ ઉપર ઘણાં માઠાં પરિણામ આવવાં જોઇએ. તેનાં ભાષણ અને લેખોથી જ બ્રિટન જાગ્રત થયું અને પોતાપર ઝઝુમતો ભય નીહાળી શક્યું. વિપ્લવ પક્ષવાળાઓની હિમ્મત દિનપર દિન વધતી ગઇ. તેમણે ઓસ્ટ્રીઅનોને હરાવ્યા, સેવોય અને નાઇસ કબજે કર્યાં, અને પછી હોલેન્ડ પર હુમલો લઇ જવા તેઓ એક્કે પગે દેખાતા હતા. હવે બ્રિટન હોલેન્ડનું રક્ષણ કરવા કોલથી બંધાએલું હતું, તેથી તાણમાં પિટે પોતાનો વિરોધ પ્રગટ કર્યો, અને ફ્રાન્સે બ્રિટન, હોલેન્ડ અને સ્પેઇન સામે જંગ જાહેર કીધો.

**ફ્રાન્સ સાથે યુદ્ધ.** હવે પછીનાં નવ વર્ષ બ્રિટનને પ્રજાસત્તાક બનેલા ફ્રાન્સ સાથે વિગ્રહ ચાલ્યો; તે દરમ્યાન બીજાં યુરોપી રાજ્યો એકવાર આ પક્ષમાં, અને બીજીવાર પેલા પક્ષમાં દાખલ થઇ ભારે ગુંચવાડો ઉપસ્થિત કરતાં. પ્રથમ તો બ્રિટન, સ્પેઇન, હોલેન્ડ, ઓસ્ટ્રીઆ, અને પ્રશીઆએ એક્કો કર્યો. આ મિત્રમંડળના યુદ્ધખર્ચનો મોટો ભાગ બ્રિટનને આપવો પડયો. શરૂઆતમાં તેઓ બીલકુલ ફાવ્યા નહિ. ચોરાણુમાં લોર્ડ હાઉએ ફ્રેન્ચ નૌકાને હરાવ્યું, પણ જમીન પર સર્વત્ર ફ્રેન્ચો વિજયી થયા. બીજે વર્ષે દુશ્મને આમ્સ્ટર્ડામ શહેર જીત્યું અને ડચ કાફલો સર કર્યો. હોલેન્ડનો ઠાકોર નાસી ગયો, ડચ લોકો ફ્રેન્ચો સાથે મળી ગયા, અને તેમણે હોલેન્ડમાં પ્રજાસત્તાક સ્થાપ્યું. પ્રશીઆનો રાજા જે અત્યાર સુધી બ્રિટનને પૈસે લડતો હતો તે ખસી બેઠો. વળી સ્પેઇનને

બ્રિટિશ નૌકાની ઇર્ષ્યા આવવાથી તે શત્રુ પક્ષમાં ભળ્યું આ સમયે બ્રિટને કેઇપ-ઓફ-ગુડ-હોપ, સીલોન, અને મલાક્કામાં આવેલાં ડચ સંસ્થાનો કબજે કર્યાં; અને આ સંસ્થાનીઓ ફ્રેન્ચોના હાથમાંથી બચ્યા અને બ્રિટનના હાથમાં ગયાં તેથી ખુશ થયા.

હવે બ્રિટનના સાથમાં માત્ર ઓસ્ટ્રીઆ રહ્યું, અને તેને ખર્ચ માટે ૪૫ લાખ પાઉન્ડ જોઇતા હતા. સુલેહ થઈ શકે તો કરવા પિટ રાજી હતો કારણ કે લડાઇમાં થતાં નુકશાન અને ખર્ચને સબબે બ્રિટનને પુષ્કળ દુઃખ વેઠવું પડતું હતું. લડાઇને હજુ ત્રણ વર્ષ થવાનાં હતાં ત્યાં તો દેશનો પુષ્કળ પૈસો પરદેશ ઘસડાઈ જતો હોવાથી બ્રિટનની સુખ સંપત્તિ અટકી પડી. આ સમયે જો બેન્ક ઓફ ઇંગ્લેંડને કાગળની ચલણી નોટ કાઢવાનો અધિકાર અપાયો ન હોત તો ઘણી નાની બેન્કોને નાણાં ભીડને લીધે દેવાળું કાઢવાનો વખત આવત. બુદ્ધિશાળી પિટે આ અપૂર્વ આફત નીહાળી, બેન્ક ઓફ ઇંગ્લેંડને એક પાઉન્ડ કરતાં વધારેની રકમ માટે નોટ કાઢવાની સત્તા આપી. આ સત્તા બાવીશ વર્ષ સુધી અમલમાં રહી. વળી કર બેહદ વધી ગયા હતા, વેપાર છેક મદ પડયો હતો, અને બે વર્ષ ઉપરાઉપરી પાક ખરાબ ઉતરવાથી ભયકર દુકાળ પડયા. રાજા ગાડીમાં બેસી લંડનમાં ફરવા નીકળતો ત્યારે લોકો પાછળ દોડતા તથા 'ખાવાનું લાવો, ખાવાનું લાવો' એવી બૂમો પાડતા. ફીતુરો વધી પડયાં, ઠેરઠેર હુલ્લડો થવા લાગ્યાં, તોફાની સભાઓ જ્યાં ત્યાં ભરાતી, અને રાજ્ય વિરૂધ્ધનાં લખાણો વધતાં ગયાં. બર્મિંગહામ શહેરમાં વસતો ડો. પ્રીસ્ટલી નામનો પુરૂષ ફ્રેન્ચો તરફ દિલસોજી ધરાવે છે એમ માલમ પડતાં લોકોએ તેનું ઘર બાળી મુક્યું.

**પિટની સખ્તાઈ.** બીજી બાજુએ ડિસેન્ટરો અને કામદારો જેવા મતાધિકાર વિનાના વર્ગોમાં વિપ્લવી જુસ્સો પ્રગટ થયો હતો. રાજકીય અને સામાજીક સુધારણુ કરવાના હેતુથી કેટલાંક મંડળો ઉભાં થયાં હતાં. તેમને ફ્રેન્ચ વિપ્લવવાદીઓ તરફ દિલસોજી ધરાવતા સાંભળી પિટ ભયભીત બન્યો અને તેણે સખ્તાઇ શરૂ કરી. હેબીઅસ કોર્પસ કાયદાનો અમલ

મોકુફ રખાવ્યો અને બીન તપાસે શક પડના માણુસોને પરહેજ કરવા માંડયા. બાદશાહી વિરૂધ્ધ ટોમ પેઇનનું 'મનુષ્યના હક્ક' એ નામનું પુસ્તક પ્રગટ કરવા માટે તેના પ્રકાશકને સજા થઈ; બીજાને સુધારા વિષેના ચોપાનીઆ માટે જેલ મળી; કેટલાક પુરૂષોપર પાર્લમેન્ટ વિરૂદ્ધ પ્રજાને ઉશ્કેરવા માટે રાજદ્રોહનો આરોપ મુકાયો, પણ કોર્ટે તેમને નિર્દોષ ઠેરવી છોડી મુકયા.

**આયર્લેંન્ડમાં સંકટ.** આટલેથી સંકટ—કાણ્ડની સમાપ્તિ થતી નથી. ફ્રેન્ચ લોકોએ આયર્લેન્ડપર ચઢાઈ લાવવાની તજવીજ કરવા માંડી હતી. ૧૭૮૨માં, જે કાયદાની રૂએ બ્રિટીશ પાર્લમેન્ટ આયરિશ પાર્લમેન્ટ ઉપર અધિકાર ચલાવતી હતી તે કાયદા ગ્રેટને પ્રયાનો પાસે રદ કરાવ્યા. આયરિશોને ' હોમ રૂલ ' સ્વરાજ્ય—હતું. હવે તેઓ મરજી મુજબના કાયદા ઘડી શકતા. કાયદાનો રૂએ આયર્લેન્ડની પાર્લમેન્ટમાં કેથોલિકોને ચુટાવાનો હક્ક ન હતો, તેથી તમામ સભ્યો પ્રોટેસ્ટન્ટો હતા તેઓમાં ગ્રેટન જેવા, કેથોલિકો કે ખેડુતવર્ગનું હિત જોનારા દેશભકતો નહિ જેવા હતા. આનું પરિણામ એ આવ્યું કે કેથોલિક ગૃહસ્થો અને ખેડુતોએ હુલ્લડ કર્યાં અને એક પ્રકારનો પ્રજા વિગ્રહ શરૂ થયો, રોવન, ટોન, લોર્ડ ફીટઝજીરોલ્ડ આદિ આયરિશ આગેવાનોએ ગ્રેટ બ્રિટનની ઝુંસરી ફેંકી દેવામાં ફ્રેન્ચોની સહાય માંગી. એમ નક્કી થયું કે એક ફ્રેન્ચ સૈન્ય આયર્લેન્ડપર હુમલો લાવે. છન્નુમાં ૩૮ વહાણુનો ફ્રેન્ચ કાફલો આયર્લેન્ડ જવા ઉપડયો, તે ધારેલે સ્થળે પહોંચ્યો હોત તો ભારે ખરાબી થાત. પરંતુ અંધારામાં તેમાંનું એક મોટું વહાણુ માર્ગમાં ડુબી ગયું; અને બાકીનાં સરદારની રાહ જોઈ થંભી રહ્યાં. પણુ સરદારને તોફાન નડવાથી તે આવી શકયો નહિ. પરિણામે કાફલો નિષ્ફળ નીવડી પાછો આવ્યો.

આ સર્વ સકટ જોઇ પિટ સુલેહ કરવા આતુર થયો અને ફ્રેન્ચ સરકાર સાથે શરતો નક્કી કરવા પ્રયાસ કરવા લાગ્યો. પરતુ પેરીસ નગરમાં તાજા વિપ્લવો બનતા હતા, અને સર્વત્ર વિજયો થયાથી ફુલાએલા ફ્રેન્ચોએ, જે બેલ્જીયમ, હોલેન્ડ, અને ઇટલિના થોડા ભાગ, તેમના

સેનાપતિ નેપોલીઅને જીત્યા હતા તે, પાછા સોંપવાની ના પાડી. વળી તેઓ ડચ, ફ્રેન્ચ, અને સ્પેનીશ નૌકાનો સંયુક્ત હુમલો બ્રિટનના ઇંગ્લિશ ખાડીમાં રહેલા નૌકાનો નાશ કરવા તથા ઈંગ્લેંડને નિરાધાર બનાવવાની યોજના ઘડતા હતા. આથી બ્રિટનને યુદ્ધ જારી રાખવું અથવા પોતાનાં વેપાર અને સત્તાનો ભોગ આપવો એ શિવાય બીજો ઇલાજ ન રહ્યો. અને આવા કટોકટીના પ્રસંગે શત્રુને પરાજિત કરવા પ્રજા પાસે નાણાંની માંગણી કરી ત્યારે વેપારી તથા ધનવાન વર્ગોએ પોતાનું દ્રવ્ય સત્વર દેશની સેવામાં રજુ કર્યું. ધન્ય છે એ દેશભક્તોને !

**બ્રિટિશ નૌકાનો વિજય.** હવે ઇલિઝાબેથના સમયથી નામાંકિત થએલા બ્રિટિશ નૌકાને દેશને ભયમાંથી મુક્ત કરી પોતાનું પાણી બતાવવાનો પ્રસંગ આવ્યો; અને આ પ્રસગે તેણે પ્રત્યક્ષ કરી આપ્યું કે બ્રિટિશ નાવિકોનો અસલ જુસ્સો જેવો ને તેવો કાયમ હતો. ડચ કાફલો મેદાનમાં નીકળે ત્યાર પહેલાં નૌકાપતિ જર્વિસ નેલ્સનને લઇ નીકળ્યો તથા સ્પેનીશ કાફલાને કેઇપ વિન્સેન્ટ આગળ હરાવી કેડીઝ બંદરમાં રવાના કરી આવ્યો. હજુ ફ્રેન્ચ અને ડચ નૌકાની ખબર લેવી બાકી હતી. પવન પ્રતિકૂળ હોવાથી આ બે કાફલા ભેગા થઇ શકયા નહિ એટલું ઠીક થયું; કેમકે આજ સમયે બ્રિટનના ખલાસીઓએ સ્પીટહેડ અને નોરમાં બળવો ઉઠાવ્યો હતો. આ નાવિકોને પેટપુરતું ખાવાનું મળતું નહિ, પગાર થોડો મળતો, અને તેમના પર સખ્તાઇ વધારે હોવાથી તેઓએ બંડ જગાવ્યું. શાણા અધિકારીઓએ તેમના દુઃખ દૂર કર્યા અને સાથે સખત પગલાં લઈ બળવો શમાવી દીધો. થોડાક આગેવાનોને સજા કરી, કે બીજા આદમી કામ પર ચઢી ગયા અને થોડા મહિના પછી આજ પુરૂષોએ નૌકાપતિ ડન્કનની સરદારી સરદારી હેઠળ ડચ કાફલાને કેમ્પરડાઉનની નજીકમાં હરાવ્યો.

આ દરિઆઈ જીતથી બ્રિટિશ નૌકાના નાશની વાત વિસારે પડી પરંતુ ફ્રેન્ચોએ ઓસ્ટ્રીઆ સાથે નોખી સુલેહ કરી હોવાથી તેઓ

હવે પોતાના એકલા પડેલા શત્રુ બ્રિટનને ભુકો કાઢવા આતુર હતા. ફ્રેન્ચનો પ્રતાપી અને જગજાહેર સેનાધિપતિ નેપોલીઅન ઇંગ્લેંડ પર હુમલો લઇ જવાનો ડોળ ઘાલી અંદરખાનેથી ઇજીપ્તના માર્ગે હિંદુસ્તાન જવાની બાજી ગોઠવતો હતો. તેના મનમાં એમ હતું કે હિંદભૂમિમાં અંગ્રેજોને સતાવવાનું ઠીક પડશે. વળી પરદેશમાં વિજયના ડંકા વગડાવી મહાન વિજેતા રૂપે સ્વદેશમાં પાછો ફરે તો ફ્રાન્સમાં પોતાની રાજસત્તા પણ દૃઢ થઈ શકે એ ખ્યાલ તેના મનમાં રમ્યા કરતો હતો.

**નેલ્સન.** આ રંગનો ભંગ કરનાર ઇંગ્લેંડનો સર્વોત્તમ નૌકાપતિ વીર નેલ્સન હતો. બાર વર્ષની બાળવયે તે નૌકાસૈન્યમાં જોડાયો હતો ત્યારથીજ તે ધંધાપર તેનું સંપુર્ણ લક્ષ હતું. જોત જોતામાં તેણે પોતાની હોશિયારી સિદ્ધ કરી બતાવી અને ક્રમે ક્રમે તે ઉંચી પદવીએ ચઢયો. અત્યારે લાંબા અનુભવ પછી ચાળીશ વર્ષની ઉમ્મરે, બ્રિટનના મહા સમર્થ દુશ્મનની પાછળ પડવાનું કામ તેને માથે આવ્યું. બબ્બે મહિના સુધી નેપોલીઅનના કાફલાનો પત્તો મેળવવા તેણે બહુ બહુ મહેનત કરી. આખરે ૧૭૯૮ના ઓગસ્ટ માસમાં નાઇલ નદીના મુખ આગળ અબુકરએમાં શિકાર નજરે પડયો. ફ્રેન્ચ નૌકા પોતાને નિર્ભય અને સાવ સલામત માનતું હતું. નેલ્સન તેમની પુંઠ લઈ ઠેઠ આફ્રીકા સુધી આવશે એ વિચાર તેમને કયાંથી આવી શકે! નેલ્સને પોતાનાં કેટલાંક વહાણ કિનારા તરફ મોકલ્યાં અને બીજાં વહાણ દુશ્મનની નૌકા સામે ગોઠવી દીધાં. પછી ફ્રેન્ચો પર બન્ને બાજુએથી મારો ચલાવ્યો અને એ રીતે નેલ્સને પ્રખ્યાત **નાઇલનદીની લડાઇમાં** જીત મેળવી. હવે ફ્રેન્ચ વહાણોનો નાશ થવાથી નેપોલીઅનનું સૈન્ય ઇજીપ્તની ભૂમિપર સાધન વિનાનું થઇ ગયું. તેથી નેપોલીઅને સીરીઆપ્રાંત જીતવાનો નિશ્ચય કર્યો. રણમાં થઇ તે જાફા પર હુમલો લઈ ગયો અને પછી તેણે એકરને ઘેરો ઘાલ્યો. પરતુ અહીં તુર્ક લોકોએ સર સિડની સ્મિથની સહાયથી મજબુત ટક્કર લીધી અને તેને પાછો હઠવ્યો. પાછા ઇજીપ્તમાં જઈ નેપોલીઅને અબુકર આગળ તુર્કોને હરાવ્યા. પછી યુરોપમાં ફ્રાન્સનો પરાજય થાય છે એવા

માઠા સમાચાર સાંભળી તે પોતાનું લશ્કર બીજા સરદારોને સોંપી પોતે ફ્રાન્સ ગયો. ત્યાં ૧૭૯૯માં તે કોન્સલ—મુખ્ય અધિકારી—નીમાયો. થોડાક મહિના વીત્યા બાદ તેણે ઓસ્ટ્રીઆને મેરેન્ગોની લડાઇમાં હરાવી સુલેહ કરવાની ફરજ પાડી.

હવે બ્રિટન ફરી એકલું બન્યું. રશીઆ જે થોડા વખતથી મિત્રરૂપે હતું તેની સાથે હાલમાં વહાણની જડતી લેવાના હક્ક વિષે તકરાર થઇ હતી. બાલ્ટીક સમુદ્રમા નવું યુદ્ધ થયું. વળી પિટ પ્રધાનપદ પરથી ખસી ગયો હતો એ બીજી વિટંબણા હતી.

**આયરિશ બળવો.** ૧૭૯૬માં ફ્રેન્ચોની આયર્લેન્ડના હુમલાની વાત નિષ્ફળ ગઈ ત્યારથી તે દેશમાં અશાંતિ ઘણી વધી ગઈ હતી. છેવટે ૧૭૯૮માં વ્યવસ્થિત બળવો થયો પણ બળવાખોરોને નસાડવામાં આવ્યા તથા તેમની છાવણીનો કબજો લેવાયો એટલે બળવાનો અંત આવ્યો. આ પછી પણ એક નાની ફ્રેન્ચ પલટન મેયો બંદરે ઉતરી હતી તેને લોર્ડ કોર્નવોલિસે હરાવી. ફિટઝજીરોલ્ડ મરાયો અને ટોનને ફાંસી દેવાઈ. પણ એટલું તો હવે સ્પષ્ટ થયું કે સ્વતંત્ર પાર્લમેન્ટના કારભાર નીચે આયર્લેન્ડ કદી શાંત રહેવાનું નથી. પિટે આયરિશ પાર્લમેન્ટ કાઢી નાંખવાનો નિશ્ચય કર્યો અને સંયોગનો કાયદો કરી બ્રિટિશ પાર્લમેન્ટમાં આયરિશ સભ્યોને સ્થાન આપ્યું, (સ્કોટલેન્ડ માટે તાણુ વર્ષ પૂર્વે થયું હતું તેમ). પુષ્કળ લાંચ વડે તથા માન, ચાંદ, ખીતાબ આદિ છુટે હાથે વેરવાથી પિટ આ સયોગનો કાયદો આયરિશ પાર્લમેન્ટમાં પસાર કરાવી શક્યો. પ્રોટેસ્ટન્ટના સમાન હક્ક આપવાનું વચન આપી કેથોલિકોને પોતાના પક્ષમાં લીધા. ૧૮૦૦માં **સંયોગનો ધારો** પાસ થયો અને નવા વર્ષના પ્રથમ દિવસથી મોટી થએલી નવી પાર્લમેન્ટ બેઠી, જેમાં સો આયરિશ સભ્યો આમ સભામાં હતા અને અઠ્ઠાવીશ ઉમરાવ સભામાં હતા. હવેથી ઇંગ્લેંડ, સ્કોટલેન્ડ તથા આયર્લેન્ડ એ ત્રણે દેશ માટેના ધારા આ એકત્રિત પાર્લમેન્ટમાં થવા લાગ્યા. પિટે કેથોલિકોને હક્ક આપવાનું વચન આપ્યું

હતું તે વિષેના વિચાર રજુ કરતાં જ્યોર્જે વિરોધ દર્શાવ્યો. આથી એક ઘા રૂઝાવાનો રહી ગયો. પોતાને વચનભંગ કરવાનો વખત આવ્યો માટે પિટે રાજીનામું આપ્યું.

**આમીઅન્સની સુલેહ.** આ કાર્યથી રાજાને એવો દારૂણ આઘાત લાગ્યો કે તેના જીવલેણ રોગે ફરી ઉથલો માર્યો. આ સાંભળી પિટને બહુ દુઃખ થયું અને તે નવા પ્રધાન એડીંગટનને મદદ આપવા ગયો. હજુ બ્રિટન મહા મુશ્કેલી વેઠી લડતું હતું. સેનાપતિ એબરક્રોમ્બીએ એલેકઝાન્ડ્રીઆ આગળ ફ્રેન્ચોને હરાવ્યા અને હિંદી લશ્કરની તાજી મદદ આવવાથી આખુ ફ્રેન્ચ લશ્કર શરણે આવ્યું. દરમ્યાન નેલ્સને ડેનીશ કાફલાને કોપનહેગન નજીક હરાવ્યો. આ લડાઈ દરમ્યાન એક સંભારવા લાયક બનાવ બન્યો હતો. નેલ્સનનો ઉપરી પાર્કર નામનો પુરૂષ હતો તેણે દુશ્મનનું જોશ જોઈ પાછા હઠવાની નિશાની કીધી. નેલ્સને પોતાની કાણી આંખે દુરબીન લગાડી કહ્યું કે મને સિગનલ દેખાતો નથી. તેણે લડાઈ જારી રાખી અને અંતે તેનો વિજય થયો. આ સમયે ઇંગ્લેંડ પર હુમલો કરવા માટે નેપોલીઅન વહાણુ તરાપા આદિ સાધન ભેગાં કરી રહ્યો હતો. પણ ઈજીપ્તમાં હાર થઈ તેથી ફ્રેન્ચોને ટુંક વખત માટેની સુલેહ કરવી પડી. આ સુલેહ આમીઅન્સમાં થઈ અને ફ્રાન્સે દક્ષિણ ઈટલિ પાછું સોંપ્યું. બ્રિટને સીલોન ને ત્રિનીદાદ શિવાયનાં તમામ સ્થાન છોડી દીધાં. બ્રિટિશ રાજાએ પોતાના ખિતાબમાંથી 'ફ્રાન્સના રાજા' એ ભાગ કાઢી નાંખ્યો.

**ફ્રાન્સ સાથે બીજું યુદ્ધ.** પરંતુ નેપોલીઅનનો પ્રચંડ, અખંડ કીર્તિ-લોભ રોકવા કયો પુરૂષ સમર્થ થાય? હજુ સુલેહના લેખ પરની શાહી સુકાઈ ન હતી એટલામાં તો તેણે પીડમોન્ટ તથા પાર્મા જીતી લીધાં અને એક લશ્કર સ્વિટઝર્લૅન્ડ મોકલ્યું. બ્રિટિશ સરકારે આ બાબતમાં વાંધો ઉઠાવ્યો ત્યારે તેણે કહાવ્યું કે જે ફ્રેન્ચ લોકો ઇંગ્લેંડનો આશ્રય લઇ રહ્યા છે તેમને અમારે સ્વાધીન

કરો તથા માલ્ટા બેટ અમને સોંપો. આ ઉત્તર સાંભળી બ્રિટિશ પ્રધાન મંડળે યુદ્ધ જાહેર કર્યું. ૧૮૦૩થી ૧૮૧૫ સુધી બ્રિટનને નેપોલીઅન સાથે નિરતર વિગ્રહ રહ્યો. ૧૮૦૪માં નેપોલીઅન ફ્રાન્સનો મહારાજા બન્યો. તેણે દૃઢતાથી રાજ્ય કર્યું, સારા સારા ધારા ઘડ્યા, હુલ્લડ તથા અવ્યવસ્થા દૂર કરી દેશમાં શાંતિ સ્થાપી. આમ ફ્રાન્સ ફરી મહા સત્તાવાન રાજ્ય બન્યું. આખા યુરોપમાં પોતાનું રાજ્ય પ્રથમ પક્તિનું બનાવવું એવી નેપોલીઅનની ઝંખના હતી. બ્રિટન તેની ત્વરિત ગતિને આડ રૂપ હોવાથી તેની મુખ્ય મુરાદ બ્રિટનને જમીનદોસ્ત કરવાની હતી. એક વેળા બોલતાં તે બોલેલો કે "આપણે ઇંગ્લિશ ખાડીનો કબજો ફક્ત છ કલાક મળે તો પછી આખી દુનિયાના ધણી આપણે જ છીએ."

**ટ્રફાલગરની લડાઇ.** જેમ જેમ વિટંબણા વધતી ગઈ તેમ તેમ બ્રિટનની હિમ્મત અધિકાધિક થતી ગઈ. ૧૮૦૪માં પિટ ફરી વડો પ્રધાન બન્યો. માતૃભૂમિના રક્ષણાર્થે ત્રણ લાખથી વધુ સ્વયસેવક તૈયાર થયા. નેલ્સન ફ્રેન્ચ તથા સ્પેનીશ નૌકાની પુંઠે, વેસ્ટઇંડીઝ તરફ નીકળી પડ્યો. દરમ્યાન શત્રુઓના કાફલા નેપોલીઅનના હુકમ મુજબ થોડાક માઇલનું ચક્કર મારી ઇગ્લંડ તરફ પાછા ફર્યા. નેપોલીઅનની એવી ઉમેદ હતી કે આ કાફલાની ઓથે રાખીને એક લાખ આદમીનું સૈન્ય ઇંગ્લેડના કિનારા પર ઉતારવું. પરતુ સર રોબર્ટ કોલ્ડરે સ્પેનીશ કાફલાને પાછો હઠાવ્યો વળી નેલ્સન, જે દોડતો પુંઠે આવી લાગ્યો હતો તેને ટ્રફાલગર આગળ ફ્રેન્ચ નૌકાનો ભેટો થયો. અહીં જે યુદ્ધ થયું તેમાં નૌકાપતિ નેલ્સને પોતાના પ્રાણ ગુમાવ્યા. લડાઈ શરૂ થતાં પહેલાં તેણે પોતાની વિજય-પતાકા ઉપર, આજે જગવિખ્યાત થએલા, આ શબ્દો મોટા અક્ષરે લખાવેલા કે **"આજે દરેક અંગ્રેજ બચ્ચો પોતાની ફરજ બજાવે એ ઇંગ્લેંડ માંગે છે."** લડતાં લડતાં નેલ્સનને ગોળો લાગવાથી તે સખત જખમાયો. અને દુશ્મન હાર્યા છે એ સમાચાર સાંભળતાં વેત તેણે દેહ છોડી. આવી રીતે તેણે પોતાનું ઉમદા કામ પૂરું કર્યું ને પોતાના

છેલ્લા હુકમના સરળ શબ્દો ભવિષ્યના જમાના માટે ઉત્તમ વારસા રૂપે મુકતો ગયો.*

બ્રિટનનો ઉત્તમ નૌકાપતિ ઉપડી ગયો. અને તેની પાછળ ઉત્તમ રાજનીતિજ્ઞ થોડા સમયમાં જવાનો હતો. ટ્રફાલગરના મગળ સમાચાર તેણે સાંભળ્યા અને ત્યાર પછી માઠા સમાચાર થોડા વખતમાંજ મળ્યા. નેપોલીઅને ઓસ્ટર લીટઝ આગળ ઓસ્ટ્રીઆ તથા રશિઓનો ધાણ કાઢી નાંખ્યો (૧૮૦૫); અને 'આ ઓસ્ટર લીટઝે પિટનો જાન લીધો' સુડતાળીશ વર્ષની કાચી ઉમ્મરે તેનું મોત થયું. તેનું આખું જીવન શુદ્ધ દેશભકિતનાં કાર્યોથી ઉભરાય છે.

---

* નેલ્સન અને પિટ વિષે લખતાં સર વોલ્ટર સ્કોટ કવિ આ પ્રમાણેના ઉદ્‌ગારો દર્શાવે છે કે—

દરેક અંગ્રેજના હૃદયમાં ઉંડા કોતરાઇ રહેલા આ નામનું વિસ્મરણ કદી થવા દેશો મા ! તમારા પુત્રોને કહેતા જજો કે ટ્રફાલગર આગળ જીતીને મરનારની ( નેલ્સન ) ની કબર આ રહી. અજબ જ્યોતવાળી વિજળીની માફક તેનું જીવન ટુંકું, ઉજવળ, તથા મહા પ્રતાપી નિર્માયું હતું. જ્યાં જ્યાં તેના દેશના દુશ્મન નજરે પડતા ત્યાં ત્યાં તે પ્રચંડ વજ્રની ગર્જના સંભળાતી, અને પર્યન્તે સામા (સ્પેઈનના) કિનારાપર તે વજ્ર ખૂબ ધ્રૂજ્યુ, ખૂબ પ્રકાશ્યું, ( શત્રુની ) ખૂબ ખરાબી કરી, અને પછી પોતે અલોપ થઇ ગયું.

'અને જે પુરૂષે આ વિજેતાને લડવા ફરમાવેલું, તથા આ વજ્રસમ પુરૂષને ઇજીપ્ત, કોપનહેગન, ટ્રફાલગર મોકલેલો; જે પુરૂષ આવાં મહત્ત્વનાં કાર્ય કરવા સરજાએલો હોવાથી બ્રિટનનાં સદ્ભાગ્યે ઘણી નાની ઉમ્મરે શાણો નીવડયો હતો; પણ જેને બ્રિટનના પાપે કરીને પરમાત્માએ વહેલો ઉઠાવી લીધો; જે પુરૂષે પોતાના પૂર્ણ અધિકારના સમયે સત્તામદને તુચ્છ ગણેલો, ચંચળ લક્ષ્મીને ઠોકર મારેલી, અને માતૃભૂમિની નિષ્કામ સેવા બજાવેલી;— તે પુરૂષ ઓછો સંભારવા જોગ નથી. એ મહાપુરૂષ પોતાની જીંદગીના છેલ્લા દિવસે પણ જ્યારે મોત પોતાના શિકાર માટે તેને માથે ઝઝુમી રહ્યું હતું તે વેળા પોતાને સ્થાને અડગ રહ્યો હતો. આરામની બહુ બહુ જરૂર જણાયા છતાં તેને ઠેઠ સુધી રાજનૌકાનું સુકાન પોતાને હાથ રાખ્યું."

**સૌ શાણાનું પ્રધાનમંડળ.** પિટના મરણ પછી ફોક્સ અને ગ્રેન્વિલે મળી "સૌ શાણાનું પ્રધાનમંડળ" એ નામનું પ્રધાનમંડળ બનાવ્યું. ગુલામી. વેપારીના ત્યાગ રૂપી જે મહાકાર્ય કરવા પિટ અને તેના મિત્રોએ ઘણા પ્રયાસ કર્યા હતા તે કાર્ય આ મંડળે પાર પાડયું. વ્હાટફિલ્ડ અને વેસ્લીની હીલચાલના સમયથી ઘણા લોકોનાં મન ધર્મ તરફ વળ્યાં હતાં. તે વખતથી જનતાનાં દુઃખ માટે દયાની લાગણી માણસોના હૃદયમાં વધુ વસવા લાગી. ૧૭૭૩માં જોન હાવર્ડ નામના પરગજુ મહાપુરૂષે પોતાનું જીવન જેલવાસીઓની દુઃખમય અને ગંદી સ્થિતિનો અભ્યાસ કરવામાં અને તેને સુધારવાના ઉપાયો યોજવામાં અર્પણ કર્યું. ચાળીશ વર્ષ પછી મિસિસ ફ્રાઈ નામની એક ઉદાર બાઇએ તેનો દાખલો લઇ તેજ કામ હાથમાં લીધું. આફ્રીકા અને અમેરિકા વચ્ચે ચાલતો ગુલામીનો વેપાર બંધ કરાવવા ૧૭૮૮માં વિલ્બરફોર્સ, કલાર્કસન, અને ઝેકરી મેકોલે નામના ગૃહસ્થોએ એક મંડળ ઉભું કર્યું. આ વેપાર અત્યારે મુખ્યત્વે અંગ્રેજોના હાથમાં હતો. આ ધંધાના ત્રાસનું વર્ણન કમકમાટી ઉપજાવે એવું છે. આફ્રિકાના ગરીબ લોકોને તેમના ઘરમાંથી પકડી જઈ તેમનાં બાળ બચ્ચાંથી વિખુટા પાડી વહાણમાં દાબી દાબીને ખડકવામાં આવતા. ઘણીવાર તેમને ભૂખ, તરસ, ગુંગળાટ, તથા બીજી અનેક પ્રકારની ક્રૂરતા સહેવી પડતી. કોઈ કોઈ વેળા તેમને હવા આપવા વહાણના ઉપરના ભાગમાં લઈ જવામાં આવતા અને ત્યાં વહાણવાળા ફટકા મારી તેમની પાસે કસરત કરાવતા. જે નરરાક્ષસો આ વેપાર કરતા તેમને ગુલામોને કિનારા પર જીવતા ઉતારવા જેટલીજ દરકાર હતી. કોઈ ગુલામ રસ્તામાં માંદા પડતા તો તેમને નિર્દય રીતે મારી નાંખતા અથવા દરીયામાં ફેંકી દેતા. લક્ષ્મી લોભને લીધે મનુષ્ય પોતાના જાત ભાઇને પણ કેટલા દમે છે! નિર્દોષ ગુલામોએ આ કસાઈઓનું શું બગાડયું હતું કે તેમને આટઆટલા રીબતા! સ્વાર્થ કેટલો નીચ છે અને કેવાં પાપ કરાવે છે! આ ધધામાં પુષ્કળ મળતર હોવાથી તે બંધ કરાવવા સારૂ પરોપકારી પુરૂષોને પાર્લમેન્ટમાં વીશ વીશ વર્ષ સુધી ઝુંબેશ ચલાવવી પડી. અન્તે ૧૮૦૭માં એક કાયદો થયો કે બ્રિટનના કોઈપણ વહાણમાં ગુલામ

લઈ જવા નહિ. ફોક્સ આ કાયદો કરાવવા આખી જીંદગી મથ્યો હતો પરંતુ તે પસાર થએલો જોવા જેટલું તે જીવ્યો નહિ; આગલે વર્ષે તેનું મરણ થયું હતું. આ કાયદાથી ગુલામી વેપાર તો બંધ થયો,. તથાપિ અંગ્રેજ સંસ્થાનોમાં ગુલામી ચાલતી હતી તેનો અંત ન આવ્યો. તે થતાં બીજાં ૨૮ વર્ષ લાગ્યાં.

**બર્લિન ફરમાન.** આમ બ્રિટન પોતાના ઉત્તમ કાયદા ઘડતું હતું ત્યાં નેપોલીઅન તેનો વેપાર નષ્ટ કરવા મથન કરતો હતો. ૧૮૦૬માં જીનાની નામીચી લડાઈમાં રશીઆ અને પ્રશીઆને હરાવી તે લગભગ આખા યુરોપનો ધણી થયો હતો. બાદ બર્લિન મુકામેથી તેણે એક ફરમાન બહાર પાડ્યું, જેની મતલબ એ હતી કે—

૧. કોઈપણ પરદેશી વહાણ કોઈપણ બ્રિટિશ બંદરે થઇને આવે તો તેને ફ્રાન્સ અને તેનાં મિત્ર રાજ્યોના કિનારા પર આવવા દેવું નહિ.

૨. જો કોઈ પણ માલ બ્રિટનનો છે એમ સાબીત થાય તો તેને જ્યાં જડે ત્યાં જપ્ત કરી નાશ કરવો. આવી રીતે ઘણીખરી યુરોપી પ્રજા સાથેનો સંબંધ તુટવાથી અંગ્રેજ વેપારને સખત ઘા લાગ્યો; અને તેનું વેર વારવા અંગ્રેજ પ્રધાનોએ ફ્રાન્સ તથા અન્ય દુશ્મન રાજ્યોના બંદરોની નાકે બધી જાહેર કરી, તથા એવા હુકમ કાઢ્યા કે કોઈએ, તટસ્થ રાજ્યોએ સુદ્ધાં અમારા શત્રુ રાજ્યો સાથે વેપાર કરવો નહિ. આ હુકમ ને 'ઓર્ડર્સ ઈન કાઉન્સિલ' કહે છે. નેપોલીઅન ડેનીશ કાફલો બ્રિટન વિરૂદ્ધ ઉપયોજવા ઇચ્છે છે એમ માલમ પડતાં અંગ્રેજોએ તે કાફલો સર કર્યો. આવી નાકાંબંધીથી યુનાઈટેડ સ્ટેઇટસને પુષ્કળ નુકશાન થયું કેમકે તેનાં ફ્રાન્સ જતાં વહાણ જપ્ત થવાની ભીતિ રહેતી. પરિણામે ૧૮૧૨માં અમેરિકાની કોન્ગ્રેસે બ્રિટન સામે લડાઇ જાહેર કરી.

દરમ્યાન જમીન પર નેપોલીઅનની ફત્તેહ ચાલુજ હતી. યુરોપમાંની ઘણી રાજગાદી તેણે પોતાના ભાઈભાંડુઓએ સોંપી. પરંતુ હવે તેનો

સમય ભરાઈ ગયો હતો. ૧૮૦૮માં સ્પેઇનના રાજકુટુમ્બમાં તકરાર જાગવાથી તે ગાદી પોતાના ભાઇ જોસફને અપાવવાની તક મળી. તેણે પોર્ટુગલપર હુમલો કર્યો અને ત્યાંનો રાજરક્ષક બ્રાઝીલ નાસી ગયો. પરતુ આ કાર્ય તેની જીંદગીની મોટામાં મોટી ભૂલ રૂપ નીવડયું. સ્પેઇનના અભિમાની લોકો પોતાના દેશ પર ગમે તેવા પુરૂષને રાજા તરીખે ઠઠાડી દીધેલો સાંખી શકયા નહિ. ઠેક ઠેકાણે બળવા થયા અને તેમણે બ્રિટનની મદદ માંગી. થોડા વખત પરજ સર આર્થર વેલેસ્લી ( પાછળથી ડયુક ઓફ વેલિંગટન ) હિંદુસ્તાનમાં સેનાપતિ તરીખે નામ કાઢી સ્વદેશ પાછો ફર્યો હતો. જ્યોર્જ કેનીંગ જે અત્યારે પરદેશખાતાનો પ્રધાન હતો તેણે સ્પેઇનની દાદ સાંભળવા તથા નેપોલીઅનને સ્પેઇનવાળા દ્વીપકલ્પમાં ટક્કર દેવા નિશ્ચય કર્યો.

**દ્વીપકલ્પીય યુદ્ધ.** તેણે એકદમ વેલેસ્લી અને સરજોન મૂરની સરદારી હેઠળ બે નાનાં સૈન્ય પોર્ટુગલ મોકલ્યાં અને દ્વીપકલ્પીય યુદ્ધનો આરંભ થયો. દુર્ભાગ્યે લસ્કર બહુ નાનાં હતાં અને આ સરદારો સ્વતત્ર ન હતા. તેમને જીબ્રોલ્ટરના ગવર્નરના હાથ નીચે નીમ્યા હતા. વેલેસ્લીએ ફ્રેન્ચ સરદાર જ્યુનોને હરાવ્યો તો ખરો પણ તેને ફ્રેન્ચની પુંઠ લઈ સપુર્ણ જય મેળવવાની રજા મળી નહિ. સીન્ટ્રા આગળ ફ્રેન્ચો સાથે કરાર થયા અને વેલેસ્લીને સ્વદેશ બોલાવી લીધો.

**કોરૂનાનો સંગ્રામ.** હવે પોર્ટુગલમાં રહેલા સર જોન મૂરને સ્પેઇનના સૈન્યમાં સામેલ થવાનો હુકમ મળ્યો. પરંતુ માર્ગમાં તેને ખબર મળી કે નેપોલીઅન જાતે સ્પેઇનમાં દાખલ થઇ ચુકયો છે, અને સ્પેનીશ સૈન્યને હરાવી તે માડ્રીડ નગર તરફ પુરપાટ ધસી આવે છે. બહાદુર અને અનુભવી મૂર પાસે ફકત ૨૫૦૦૦ સૈનિકો હતા ત્યારે નેપોલીઅન પાસે તેનાથી ત્રણ ગણા હતા. આથી તેણે જોયું કે પાછા હઠી કિનારે જઈ માણસોને વહાણ પર ચઢાવી દેવા એજ માર્ગ ઉત્તમ છે. આ સમયે તેણે કરેલી 'પીછેહઠ' ઉત્તમ પ્રકારની હતી. તે વીગો બંદર તરફ જતો હતો

અને પાછળ નેપોલીઅન પૂરપાટ આવતો હતો. રસ્તામાં તેને માલુમ પડયું કે વીગો બંદર અનુકૂળ નથી, તેથી તે કોરુના તરફ વળી ગયો. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તેણે જોયું કે કાફલાને સામો પવન નડવાથી હજુ આવી શક્યો નથી. તે આવી પહોંચે ત્યાર પહેલાં માર્શલ સુલ્ટનું ફ્રેન્ચ સૈન્ય મૂરની નજીકમાં આવી પહોંચ્યું, આ બે સૈન્ય વચ્ચે બપોરે લડાઈ શરૂ થઇ. અંગ્રેજો દૃઢતાથી લડ્યા અને શત્રુને બધી બાજુએથી પાછા હઠવું પડયું. મધરાત સુધીમાં મૂરનું આખું સૈન્ય વહાણ પર ચઢી ચુકયું હતું. શત્રુના ત્રણ હજાર આદમી મુઆ. પરંતુ બહાદુર મૂર જેણે પોતાના સૈનિકોને ઉગાર્યા તે જાતે મરણ પામ્યો.

**વેલેસ્લી રણક્ષેત્રમાં.** સ્પેનીશ સૈન્યની હાર અને મૂરની પીછેહટના સમાચાર બ્રિટનમાં પહોંચતા બ્રિટિશ પ્રજા નાહિમ્મત બની ગઈ પરંતુ કેનીંગે મોટું સૈન્ય આપી વેલેસ્લીને પોર્ટુગલ મોકલ્યો, અને હવેના ચાર વર્ષ સુધી નેપોલીઅનના ઉત્તમ સરદારોને સ્પેઇન બહાર કાઢવાનું કામ વેલેસ્લીને સોંપાયું. તેણે હજુ નેપોલીઅન જેટલી કીર્તિ મેળવી ન હતી. તેનું સૈન્ય અને સાધન સામગ્રી ઉત્તમ પ્રકારનાં ન હતાં પણ તેની માન્યતા એવી હતી કે હું સત્યને માટે લડું છું તેથી મારી ખાત્રી છે કે હું જાલીમ નેપોલીઅનને અવશ્ય હરાવીશ. તે પોતાના સૈન્યનો ઉપયોગ વિચારપૂર્વક અને સાવચેતીથી કરતો, તથા તેને જીતેલા પ્રદેશોમાં લુંટફાટ કરવાની છુટ કદી આપતો નહિ. ધીરજથી આસ્તે આસ્તે તેણે પ્રત્યક્ષ કરી આપ્યું કે અજીત ગણાતા ફ્રેન્ચ લશ્કરને પણ હરાવી શકાય. નેપોલીઅનના નામની જે જાદુઈ અસર આખા યુરોપમાં થઈ હતી તે તેણે જોતજોતામાં નાબુદ કીધી. તેણે માર્શલ સુલ્ટને ઓપોર્ટો આગળ અને માર્શલ વિકટરને ટાલાવેરામાં બબ્બે મહિનાને આંતરે હરાવ્યા. આ જીત માટે તેને 'વાઇકાઉન્ટ વેલીંગટન' એવો ઇલ્કાબ મળ્યો. પછી શત્રુ સૈન્યના ત્રાસને લીધે તેને પોર્ટુગલ તરફ હઠવું પડયુ; અને અહીં તેણે પોર્ટુગલના નેતાઓની મદદથી કિલ્લાની ત્રણ હાર બંધાવી. પછી માર્શલ મેસીના અંગ્રેજોને પોર્ટુગલમાંથી હાંકી કાઢવા આવ્યો ત્યારે તેને બ્યુસાકો પર્વત આગળ હઠવું પડયું, કેમકે અહીં

વેલીંગટનના કિલ્લાની પહેલી હાર હતી. તેને હુમલો કરવાનો રસ્તો સુઝયો નહિ. વળી વેલીંગટને તે પ્રદેશને પહેલેથીજ સાધનરહિત બનાવ્યો હતો. તેથી મેસીનાના ૪૫૦૦૦ માણસો ઝપાઝપીઓમાં, રોગમાં, અને ભુખમરામાં મરણ પામ્યાં; અને તેને સ્પેઇન પાછા ફરવું પડયું. અહીં સ્પેઇનના લોકોએ નાની નાની ટુકડીઓ બનાવીને ફ્રેન્ચોને ટેકરીઆળા માર્ગોમાં અને જંગલોમાં ખૂબ સતાવ્યા. વેલીંગ્ટન દૃઢતાથી આગળ વધ્યો અને ઉપરાઉપરી વિજય મેળવવા લાગ્યો. છેવટે ૧૮૧૩માં સેન્ટ સિબાસ્ટીઅન આગળ જય મળ્યાથી સ્પેઇનમાં ફ્રેન્ચ સત્તાનો નાશ થયો.

**નેપોલીઅનની હાર.** વેલીંગટનની જીતથી સ્પેઇનની મુક્તિ થઇ એટલુજ નહિ પણ આખા યુરોપમાં મહાન્ નેપોલીઅન વિરૂદ્ધ થવાની તાકાત આવી. ૧૮૧૨માં નેપોલીઅન રશીઆ ઉપડયો અને ઠેઠ મોસ્કો સુધી ધસી ગયો. પણ વેલીંગટને જે યુક્તિ સ્પેઇનમાં રચી હતી તેવી યુક્તિથી રશીઅનોએ નેપોલીઅન આવે ત્યાર પહેલાં મોસ્કોને આગ લગાડી દીધી. ફ્રેન્ચ સિપાઈઓને ઘાસ, ખોરાક અને આશ્રયસ્થાનના અભાવને લીધે કકડતા શિયાળામાં પાછું ફરવું પડયું. માર્ગમાં બરફથી છવાએલા અનંત રસ્તા પર હજારો મરણ પામ્યા. ચાર લાખ આદમીમાંથી ફક્ત વીશ હજાર પાછા ઘેર આવ્યા. આ રીતે નેપોલીઅનનું સૈન્ય ખેદાન મેદાન થઇ ગયું અને વળી પુંઠેથી રશીઅન લશ્કર લાગ્યું. ઉપરાંત નેપોલીઅનની પડતી દશાનો જોગ સાધી ઓસ્ટ્રીઆ અને પ્રશીઆ તેની સામે ખડા થયા. પોતાના ચુનંદા આદમીઓ ઘણાખરા મરી ફીટયા છતાં તેણે જુવાનીઆઓમાંથી નવું લશ્કર ઉપજાવી કાઢયું. તેની લશ્કરી પ્રતિભા એવી ભવ્ય હતી કે આવા ભાંગ્યા તુટયા સૈન્ય સાથે પણ તેણે શત્રુઓને ઉપરાઉપરી ત્રણ લડાઇઓમાં હરાવ્યા. પછી તેના દુશ્મનોએ ચારે બાજુથી તેને ઘેરી લીધો અને લીપઝીગ આગળ તે ત્રણ ત્રણ દિવસ સુધી સખત લડયો, પણ અન્તે તેની હાર થઇ. નેપોલીઅનનું સિંહાસન ડોલી ગયું. બીજે વર્ષે પોતાના અસંખ્ય દુશ્મનોને જમીનદોસ્ત કરવા તેણે ભારે તૈયારી કરી, છતાં જીતેલાં મિત્ર રાજ્યોનાં લશ્કરો પેરીસમાં દાખલ થયાં

અને પુરો વખત આવ્યાથી નેપોલીઅને નમતું આપ્યું. તેને એલ્બાના ટાપુમાં કેદ કરવામાં આવ્યો.

**નેપોલીઅનનું પુનરાગમન.** પછી સોળમા લુઇના ભાઇને અરાઢમા લુઈના નામે ગાદીએ બેસાડયો. પણ આ રીતે જે શાંતિ થઈ તે કેવળ બાહ્ય હતી. તે અગીઆર મહિના ટકી. ત્યારબાદ નેપોલીઅન એલ્બાથી છટકી, ફ્રેન્સ બંદરે ઉતરી, પેરીસ તરફ, કુચ કરે છે એ સમાચાર સાંભળી આખું યુરોપ ખળભળી ઉઠયું. માર્ગમાં અરાઢમા લુઈનું સૈન્ય તેનો રસ્તો ઘેરી ઉભુ; પણ નેપોલીઅનની ભવ્ય મુખાકૃતિ નીહાળતાં વેંતજ એ સૈનિકો 'મહારાજા નેપોલીઅનની જય, મહારાજા નેપોલીઅન ઘણું જીવો' એવા પોકારો કરતા તેના સાથમાં ભળી ગયા. થોડા દિવસમાં તેની આણ ફેરવાઈ. પારકા બળવડે ઉભો થએલો બાપડો લુઈ તો નાસી જ ગયો. આ સમયે નેપોલીઅનનુ રાજ્ય ફકત સો દિવસ ટકયું. ફ્રાન્સની પ્રજાએ તેને આનંદ સહિત સ્વીકારી લીધો, પણ યુરોપને એ વાત કબુલ ન હતી. પર રાજ્યો નેપોલિઅનને **'યુરોપનો કાળ'** ગણતા. મિત્ર રાજ્યોએ વખત ન ગુમાવતાં લશ્કર સજ્જ કીધાં બ્રિટન, પ્રશીઆ, ઓસ્ટ્રીઆ અને રશીઆનાં લશ્કર સૌ સૌને દેશથી નીકળી ચુકયાં હતાં. બ્રિટન અને પ્રશીઆ, ભેગાં થાય ત્યાર પહેલાં તેમને છુટાં છુટાં હરાવવાની નેપોલીઅનની ઉમેદ હતી. તેણે પ્રશીઆની ફોજને લીગ્ની આગળ હઠાવી. પણ તેજ દિવસે વેલીંગટને મારશલ ને સાથે ટક્કર ઝીલી પોતાના સૈન્ય માટે ઉત્તમ છાપ બેસાડી, ઉંચું સ્થળ હાથ કર્યું.

**વોટર્લુનો સંગ્રામ. ૧૮૧૫.** બીજે દિવસે નેપોલીઅન અને વેલીંગટન પહેલીજ વાર, વોટર્લુના મેદાનમાં સામસામા થયા. વેલીંગટનના લશ્કરને કાબુમાં રાખવું મુશ્કેલ હતું. તેના ભડ યોદ્ધા ઘણાખરા અમેરિકાના યુદ્ધમાં ગયા હતા. અત્યારે તેના સિપાઈઓ જુવાનીઆ, બીન અનુભવી, અને વળી અર્ધા ઉપરના પરદેશી હતા. તેના સાથી પ્રશીઅનો ઘણે દૂર હતા. પ્રશીઅન સરદાર બ્લુશરે સંદેશો કહાવ્યો હતો કે હું બપોરના તમને

મળી શકીશ પરંતુ આગલી રાતના સખત વરસાદને લીધે રસ્તામાં કાદવ કીચ્ચડ નડવાથી તેને આવતાં સાડાચાર વાગી ગયા. નેપોલીઅને બપોરના બાર વાગતાં યુદ્ધ શરૂ કર્યું ત્યારે વેલીંગટનને એમ હતું કે બ્લુશર આવી પહોંચે ત્યાં સુધીની સ્થિતિ હું જેમ તેમ જાળવી શકીશ. ફ્રેન્ચ હયદળે જુદી જુદી દિશાએથી અંગ્રેજોપર અપૂર્વ વીરતાપૂર્વક અનેક ધસારા કર્યા. પણ વેલીંગટનની વ્યુહરચના અતિસુંદર હોવાથી અંગ્રેજોએ જરાએ મચક આપી નહિ ઉલટા તેમના ગોળીબારથી ઘણા શત્રુઓ વિંધાઈ ગયા. દિવસ નમતો ગયો અને થાકેલા અંગ્રેજો પ્રશીઅનોની પાણીની પેઠે રાહ જોવા લાગ્યા. પછી એવો ખ્યાલ આવ્યો કે તેમને ફ્રેન્ચોએ રોકયા હશે. પાંચને સુમારે તેઓ આવી પહોંચ્યા અને લડાઇમાં સામેલ થયા. ફ્રેન્ચો હાર્યા અને જેમ ફાવ્યું તેમ નાસી છુટયા. આ લડાઇમાં પચીસ હજારથી અધિક ફ્રેન્ચ સૈનિકોનો ખુરદો થઇ ગયો. સામા પક્ષના પણ વીશેક હજાર મુઆ હશે. પરંતુ આખરે પચીશ વર્ષથી ચાલતા આ દારૂણુ યુદ્ધનો અંત આવ્યો. નેપોલીઅને પેરીસ જઈ પોતાના પુત્રના લાભમાં ગાદીત્યાગ કર્યો. બાદ તેણે અમેરિકા જવા ફાંફાં માર્યા પણ તમામ બંદરોપર સખત પહેરો હોવાથી તે એક અંગ્રેજ કેપ્ટનને શરણે ગયો. તેને સેન્ટ હેલીનાના ટાપુમાં સખત પહેરા સાથે કેદ કરવામાં આવ્યો અને એજ ટાપુમાં છ વર્ષ પછી ૧૮૨૧માં તેનું મરણ* થયું. પેલો ભાગી ગએલો લુઈ ફરી

---

* આ સ્થાને આ મહા પુરૂષ વિષે વિદ્વાનોના અભિપ્રાય ટુંકમાં દર્શાવવા ઉચિત ધારૂં છું. ૧૭૮૯થી ૧૮૧૫ સુધીના પચીશેક વર્ષના અરસામાં સૌથી ભવ્ય આકૃતિ તેનીજ હતી અને તેથીજ ઈતિહાસમાં આ સમય 'નેપોલીઅનનો યુગ' કહેવાય છે.

નેપોલીઅનના જેવી ઉત્તમ પ્રકારની ઉત્તમ દૈવી શક્તિ આજ સુધી કદી કોઈ પણ મનુષ્યને અધિક પ્રમાણમાં બક્ષાએલી, કે વધુ સારાં માઠાં કાર્યોમાં કામે લગાડેલી ઈતિહાસના વિશાળ મેદાનમાં દૃષ્ટિગોચર થતી નથી. નિર્મળ બુદ્ધિ, ચંચળ ભાવના, ગાઢ તુલનાશક્તિ, તીવ્ર મનોવૃત્તિ, ઉત્તમ પ્રકારના વિચાર, અને વિવેક શક્તિ, શ્રેષ્ઠ વકતૃત્વ, વિગેરે ગુણો તેનામાં હતા છતાં તે સર્વને તે બહોળા પ્રત્યક્ષ અનુભવ વડે કેળવેલી તર્કશક્તિની લગામ વડે,

પેરીસમાં આવ્યો, અને ફ્રાન્સ ત્રણ વર્ષસુધી મિત્રમંડળના કબજામાં રહ્યું. ત્યારથી આજ સુધી જ્યાં જ્યાં બ્રિટન અને ફ્રાન્સ લડયાં છે ત્યાં દુશ્મનરૂપે નહિ પણ મિત્રરૂપે ઉતર્યાં છે.

---

બરાબર અંકુશમાં રાખતો. તેની પ્રખ્યાતીનો આધાર કેવળ લશ્કરી વિજયો પર નથી. તેણે ફ્રાન્સની રાજપદ્ધતિ સુધારવા ઘણા પ્રયાસો અને પ્રયોગો કર્યાં હતા. તે જેમ મહા સેનાપતિ હતો તેમ મહા રાજપુરૂષ પણ હતો. તમામ ખાતાંના વહીવટમાં તેની પ્રબળ શક્તિ અને એકાગ્રતા તરી આવે છે. અનંત દીસતું જ્ઞાન અને સારાસાર પારખવાની શક્તિને લીધે મંત્રીમંડળમાં તેને પ્રથમ સ્થાન મળતું. રાજકળાના રહસ્ય વિષે તેના વિચાર ઉંડા અને ઉમદા હતા. લશ્કરી કીર્તિમાં મહાન એલેકઝાન્ડર સમાન, ન્યાયયશાસ્ત્રના જ્ઞાનમાં વિખ્યાત જસ્ટીનીઅનથી પણ અધિક, રાજકીય શાણપણમાં બેકન જેવોજ, અને આ ઉપરાંત તેનામાં હેનીબાલના જેવી અખુટ તદબીર, અને સીઝરના જેવી અપૂર્વ વ્યવસ્થા શક્તિ હતી. અથાક થાકથી ન થાકનાર, અપાર મુશ્કેલીથી ન હઠનાર, ખડે પગે અખંડ કામ કરનાર, એવા તેને કોઇપણ અડચણ અટકાવવા સમર્થ ન હતી, કોઈપણ ભય ડરાવી ન શકતો, કોઈપણ પ્રતિરોધ અતરાય ન બનતો. વજ્જર જેવો શરીરનો બાંધો, તથા અપૂર્વ શક્તિમાન્ મનને લીધે શારીરિક દુઃખ તેને સાવ તુચ્છ લાગતાં. ઘણી વેળા તેણે અઢાર અઢાર કલાક ઘોડાની પીઠ પર ગાળ્યા હતા; ઘણીવેળા તે આખી રાત્રિ દરમ્યાન પોતાના મંત્રીઓને અનેક સૂચનાઓ ઉતરાવતો. સાધારણ આદમી અને સાધારણ સિપાઈઓના ગુણદોષ શોધી તેમની કદર કરવામાં જે અપાર કાળજી તે લેતો તથા સૈનિકોનો લશ્કરી જુસ્સો ઉત્તેજીત કરવાની જે અનુપમ શક્તિ તે દાખવતો, તે નેપોલી-અનની ફત્તેહનું સાચું રહસ્ય છે. 'યોગ્ય સમયે યોગ્ય શબ્દ વાપરવા એ વકતૃત્વનો આત્મા ગણાય છે, અને આ ગુણ જેટલો પૂર્ણ તેનામાં હતો તેટલો અન્ય પુરૂષમાં કદી સાંભળ્યો નથી.

નેપોલીઅન ઐતિહાસિક પુરૂષોમાં સૌથી મોટો, સેનાપતિઓમાં મહા અજબ, રાજનીતિજ્ઞોમાં મહાબુદ્ધિશાળી અને રાજવાહકોમાં બડો હોશિયાર હતો. છતાં તેના હાથમાંથી પોલેન્ડ, જર્મની, ઈટલી, પોર્ટુગલ, સ્પેઈન અને ફ્રાન્સ સુદ્ધાં સરી ગયાં. અનંત શક્તિની અદ્દશ્ય ઘટના જેને મનુષ્યો ભાવિ કહે છે, તે ભાવિ નેપોલીઅન માટે દુર્બળ હતું, અને ભાવિની મદદ વિના મનુષ્યની યુક્તિ પ્રયુક્તિ જીવનના તોફાની મહાસાગરમાં કેવળ પરપોટા જેવી છે.

**પ્રજાનો આનંદ.** સુલેહ જાહેર થઇ ત્યારે અંગ્રેજ પ્રજા આનંદઘેલી થઈ ગઇ. બાર બાર વર્ષથી તે નેપોલીઅન જેવા સમર્થ શત્રુ સામે જીવ સટોસટની લડાઇમાં રોકાઇ હતી; અધુરામાં પુરૂં તેને યુનાઇટેડ-સ્ટેઇટસ સાથે યુદ્ધ થયું, જેમાં કેનેડા દેશ જાય એવી ધાસ્તી હતી. ખુદ બ્રિટનમાં એકે લડાઇ થઇ ન હતી અને વાહન વેપાર ઘણોખરો અંગ્રેજોના કબજામાં હતો તેથી વેપાર કાંઇક ઠીક ચાલતો હતો; છતાં બેહદ કર, અનાજના ઉંચા ભાવ, અને યુદ્ધને લીધે ઉત્પન્ન થતી ચિંતા, આ તમામથી એકે એક અંગ્રેજની કસોટી બરાબર થઇ હતી. ૧૮૧૦માં રાજાનો ચિત્તભ્રમ સખત રૂપમાં દેખાયો, અને પાટવીકુંવર રાજરક્ષક બન્યો. પાર્લમેન્ટ યુદ્ધમાં રોકાએલી હોવાથી મુખ્ય પ્રધાનોને (પોર્ટલેન્ડ ૧૮૦૭થી ૧૮૦૯, પરસીવલ ૧૮૦૯થી ૧૮૧૨, અને લિવરપૂલ ૧૮૧૨થી ૧૮૨૧) લોકોપયોગી સુધારા કરવાની ફુરસદજ ન હતી. વળી ફ્રેન્ચ વિપ્લવને લીધે નીપજેલી ધાસ્તી અને અસ્થિરતાથી તમામ પ્રજા વહેમી બની ગઈ હતી. કોઇ કોઇનો વિશ્વાસ રાખતું નહિ. સુલેહનો પહેલો ઉમળકો ખલાસ થયા પછી પ્રજાને લાંબા યુદ્ધની અસર લાગવા માંડી.

**અનાજનો કાયદો.** પ્રજાકીય દેવું ચોરાશી કરોડ પાઉન્ડે પહોંચ્યું, તથા મહા બોજા રૂપ થઈ પડયું. દેશમાં હજુ કાગળીઆ નાણું ઘણું હતું. છુટા થએલા સૈનિકો અને નાવિકો રોજી વિના રખડતા ફરતા હતા. લડાઇનો સામાન બનાવનારાં કારખાનાં અટકી પડયાં, અને તેમાંના કામદારો નવરા થયા. સુલેહના ધંધા મંદ હતા. જ્યાં ત્યાં બેકારી ઘણી થઈ ગઈ હતી. હવે અનાજનો ભાવ બેસી જવાથી ખેડુતો અને જમીનદારોને હાય હાય લાગી. તેમણે ૧૮૧૫માં પાર્લમેન્ટપાસે એવો એક અનાજનો કાયદો કરાવ્યો કે એક કવોર્ટરના એંશી શિલિંગથી ઓછા ભાવનું અનાજ પરદેશથી ઇંગ્લેંડમાં આવી શકેજ નહિ. આ કાયદાથી પરદેશી અનાજની અટકાયત થઈ અને બીજે વર્ષે પાક ખરાબ ઉતર્યો તેથી દુકાળ પડયો. ઠેકઠેકાણે તોફાનો થયાં. ચાર વર્ષ આવી આફતમાં ગયાં. દરમ્યાન એક વર્તમાનપત્રે કામદારોને એવી સલાહ આપી કે

પાર્લમેન્ટ સુધરશે તો તમારાં આ સઘળાં સંકટ દૂર થશે. લોકોની સભાઓ એટલી બધી ભરાવા લાગી અને ભાષણો એવાં જોશદાર થવા માંડયાં કે સરકારને હેબીઅસ કોર્પસ કાયદો પાછો મોકુફ રાખવો પડયો. મેન્ચેસ્ટરમાં એક તોફાન થયું તેમાં સૈનિકોના ગોળીબારથી પચાશેકના જાન ગયા. અને પાર્લમેન્ટને પ્રજાસ્વાતંત્ર્યપર અંકુશ મુકનારા છ ધારા ઘડવા પડયા.

વળી રાજરક્ષક પણ અતિ અપ્રિય હતો. ૧૭૮૫માં તેણે એક ખુબસુરત વિધવા સાથે લગ્ન કર્યું હતું, પરંતુ આ લગ્ન ગેરકાયદેસર હતું કેમકે એક તો તે સ્ત્રી રોમન કેથોલિક હતી અને બીજું તે 'રાજલગ્નના કાયદા' વિરૂદ્ધ હતું. 'રાજલગ્નનો કાયદો' આજથી ૧૪૦ વર્ષ પૂર્વે થયો હતો અને તેની મતલબ એ હતી કે રાજાની અનુમતિ વિના રાજકુટુમ્બના પચીશ વર્ષની અંદરના કોઇપણ માણસે લગ્ન કરવું નહિ. આમ ઠરતાં કુંવરે તેને પડતી મુકી બીજી એક નીચ બાઈ સાથે લગ્ન કર્યું. તેની સાથે યે તેને ટુંક વખતમાં તકરાર થઈ.

**રાજાનું મરણ.** હવે જ્યોર્જ રાજાના લાંબા આયુષ્યનો અંત આવી લાગ્યો હતો. છેવટના વર્ષોમાં આંધળા થએલા અને ચિત્ત ભ્રમના રોગથી પીડાતા બિચારા વૃદ્ધ રાજાની પ્રજાને બહુ દયા આવતી. અને બ્યાસી વર્ષની વૃધ્ધ વયે તેનું મોત થયું ત્યારે પ્રજા બહુ દિલગીર થઈ. એના રાજ્યમાં ભલભલા બનાવો બન્યા હતા. અમેરિકા ગયું, હિંદ મળ્યું; પિટે સુધારા કરી પ્રજાને ઉન્નત કરી; નેપોલીઅને બ્રિટનનો દાટ વાળવા બહુ બહુ કર્યું, નેલ્સન અને વેલીંગટને સ્વદેશનું ઉત્તમ રીતે નમુનેદાર રક્ષણ કર્યું; આયર્લેન્ડ બ્રિટન સાથે સંયુકત બન્યુ; અને બ્રિટને ગુલામી વેપારને તિલાંજલી આપી.

**સંશોધન.** આ રાજકીય બનાવોની સાથે વિજ્ઞાનની શોધખોળને સબબે જનસમાજમાં અજબ પરિવર્તન થઈ રહ્યું હતું. વાહન કાર્યમાં વરાળયંત્રનો ઉપયોગ થવા લાગ્યો. નવીન યંત્રોની શોધ અને બ્રિટનના દરિયાઈ સ્વામિત્વને લીધે વેપાર હુન્નર વધી ગયા. જે સમયે આખું યુરોપ

જંગમાં ઝુકયું હતું તે વેળા સમર્થ વિદ્વાનો વિજ્ઞાનના ક્ષેત્રમાં પ્રયોગો અને સંશોધન ગુપચુપ કરતા જતા હતા.

**સાહિત્ય.** સાહિત્યની બાબતમાં પણ આ યુગની કીર્તિ કમ નથી. આદમ સ્મિથનું 'પ્રજાઓની સંપત્તિ', રોબર્ટસનના ઇતિહાસ, અને ગીબનનું જગવિખ્યાત 'રોમન મહારાજ્યની પડતી' આદિ ઉત્તમ ગ્રંથો આ જમાનામાં પ્રગટ થયા. જોન્સન અને ગોલ્ડસ્મીથ નામના સમર્થ સાક્ષરોની જોડી પણ આ સમયમાંજ પોતાની કીર્તિ સંપાદન કરી ગઈ. નાટકકાર શેરીડન તથા વિખ્યાત એકટર ગેરિક પણ આજ કાળના આભુષણ રૂપ હતા. કાઉપર, શેલી, કીટસ, બાઇરન, સ્કોટ વિગેરેનું બનેલું કવિમંડળ પણ જેવું તેવું ન હતું. વળી ૧૭૫૩માં સ્થપાએલું બ્રિટિશ મ્યુઝીઅમ અંગ્રેજ પ્રજા માટે મહા પુસ્તકાલયની ગરજ સારતું થયું હતું. ઉપરાંત ચિત્રલેખન, શીલ્પકાર્ય, આદિ ઉત્તમ કળાના ઉદ્ધારક મહા પુરૂષો પણ આ યુગમાં પાકયા હતા. ભવિષ્યમાં બ્રિટનની સામાજીક અને બુદ્ધિ વિષયક ખીલવણી ઉત્તમ થશે એવી આશાનાં અંકુર ત્રીજા જ્યોર્જના મરણ સમયે દીસતા હતાં. હવે ખાસ જરૂરી વસ્તુમાં પાર્લમેન્ટનો સુધારો અને વેપારી કાયદાનું બંધારણ એ બે બાકી હતાં.

---

## પ્રકરણ ૧૮.

### ચોથો જ્યોર્જ ૧૮૨૦–૧૮૩૦.

**કેરોલીન રાણીની કથની.** હવે પાટવી કુંવર જેણે માજી રાજ્યમાં ઘણો વખત રાજરક્ષક તરીખે કામ કર્યું હતું તે ચોથા જ્યોર્જને નામે રાજગાદીએ આવ્યો. પર્લમેન્ટની આગળ પહેલો સવાલ તેની રાણી કેરોલીનની દુરગતિ વિષેનો હતો. આ અભાગણી સ્ત્રી પોતાના ધણીથી વિખુટી પરદેશ ફરતી હતી. જ્યોર્જે તેની સંભાળ લીધી ન હતી. હવે રાણીપદ લેવા સારૂ તેણે ઇંગ્લંડ આવવા મન કર્યું. પ્રધાનોએ રાજાને

વચન આપ્યું કે અમારી સલાહ વિરૂદ્ધ તે ઇંગ્લૅંડ આવશે તથા રાણીપદ માટે આગ્રહ કરશે તો અમે પાર્લમેન્ટ પાસે કાયદો કરાવી તેનું તમારી સાથે થએલું લગ્ન રદ કરાવીશું. પાલમેન્ટમાં લાંબી તપાસ થઈ. વિખ્યાત વકીલ બ્રુઆમે રાણીનો અચ્છો બચાવ કર્યો. અંતે ફારગતિની દરખાસ્ત છોડી દેવી પડી. પરતુ રાજ્યાભિષેક વેળા તે વેસ્ટમિન્સ્ટરના દેવળમાં આવી ત્યારે તેને ત્યાંથી કાઢી મુકી. પછી થોડા દિવસમાં તેનું મરણ થયું; અને રાજાના આવા નિર્દય વર્તનથી પ્રજાની લાગણી ઘણી દુખાઈ.

**ગ્રેટ બ્રિટનમાં શાંતિ.** પરતુ આ બનાવથી રાજ્ય ઉપર કાંઈ ખાસ અસર થઈ નહિ કેમકે જ્યોર્જ અને તેની પછી આવનાર તેનો ભાઈ ચોથો વિલિયમ દેશના રાજકાજમાં માથું મારતા નહિ. હવેથી રાજા માત્ર પુતળાં સમાન બન્યા; અને તેમની અસલ સત્તા ક્રમે ક્રમે વડા પ્રધાનના હાથમાં આવી હતી. વોટર્લુ પછીનાં ચાળીશ વર્ષ દરમ્યાન બ્રિટનમાં શાંતિ રહી. આ અરસામાં તુર્કો વિરૂદ્ધ ગ્રીસને મદદ કરવા નાવારીનો આગળ લડવું પડયું હતું, અને હિંદ તથા આફ્રિકામાં સ્થાનિક લડાઇઓ થએલી, તે બાદ કરતાં બ્રિટનમાં આખો સમય શાંતિનો હતો. આ ચાળીશમાંના પહેલાં સાત વર્ષ ચિંતા અને અણુવિશ્વાસમાં પસાર થયાં. ફ્રેન્ચ વિપ્લવ પછી યુરોપના એકે એક રાજ્યકર્તાને એવી ભીતિ હતી કે અમારી પ્રજા બળાત્કારે સ્વતત્ર રાજ્ય સ્થાપશે, અને આ ડરને લીધે ૧૮૧૫માં રશિઆ, ઓસ્ટ્રીઆ, પ્રશીઆ, ફ્રાન્સ, અને સ્પેઇનનાં રાજ્યોએ ભેગા થઈ "પવિત્ર મિત્રમડળ " સ્થાપ્યું. તેની મતલબ એ હતી કે તેમનામાંના કોઇપણ દેશમાં પ્રજા બળવો કરે તો બીજાં રાજ્યોએ તે શમાવી દેવામાં મદદ કરવી. સ્પેઇન તથા ઇટલિમાં ફ્રેન્ચ અને ઓસ્ટ્રીઅન સૈન્યે આવા બળવા શાંત કર્યા હતા. બ્રિટન આ મંડળમાં ભળ્યું નહિ છતાં સૌ કોઈ જાણતું હતું કે તેના પરદેશ ખાતાના પ્રધાન લોર્ડ કેસલરેનું વલણ એ તરફ હતું. બીજી બાજુએ માજી રાજ્યમાં પ્રજા સ્વાતંત્ર્યને અંકુશિત કરનારા છ કાયદા થયા હતા તેથી અંગ્રેજ પ્રજાને એવો ભય લાગ્યો કે આપણી સરકાર પણ જુલમનીતિ અખત્યાર કરશે.

**કેટો સ્ટ્રીટનું કાવત્રું.** જ્યોર્જને ગાદીનશીન થયાને હજુ એક મહિનો થયો હતો, તેટલામાં તો થીસલવુડ નામના પુરૂષની સરદારી હેઠળ પચીશ પુરૂષોએ એવો ગુપ્ત નિર્ણય કર્યો કે લોર્ડ હેરોબીને ત્યાં જમણ વખતે બધા મોટા મોટા લોકો ભેગા થવાના છે ત્યારે ત્યાં સર્વે પ્રધાનોને ઠાર કરવા. આ કાવત્રાંખોરો કેટો સ્ટ્રીટના એક તબેલામાં પકડાયા. તેમાંના ચારને ફાંસી દીધી અને પાંચને જીંદગીભર દેશનીકાલની સજા થઈ, એ રીતે આ વાતનો અંત આવ્યો. પરતુ આ બનાવ પ્રજાની બેચેની અને ઉચાટ સૂચવનો હતો. એવામાં ૧૮૨૨માં કેસલરેનું મગજ એકાએક ખમી ગયું અને તેણે આપઘાત કર્યો. પરતુ પ્રજાને આ સમાચાર સાંભળી હાશ થઈ; કેમકે તે દમનનીતિનો મુખ્ય હિમાયતી હતો તેના મરણ પછી નવી ઢબે કામ ચાલવા લાગ્યું અને તેથી ગ્રેટબ્રિટન સુખી થયું.

**કેનીંગ, પીલ અને હસ્કીસન.** ૧૮૧૨થી મુખ્ય પ્રધાનપદ પર લોર્ડ લીવરપુલ હતો, પરતુ ત્યાર પછી તેના પ્રધાનમંડળમાં ઘણા ફેરફાર થયા હતા. હવે ૧૮૨૨માં ગરીબીમાં ઉછરેલો રોપર્ટ પીલ સ્વદેશ ખાતાનો પ્રધાન બન્યો; કેનીંગ જેની યોજનાથી નેપોલીઅન સ્પેઈનમાં નિષ્ફળ બન્યો હતો તેને પરદેશખાતું સોંપાયું; અને બીજે વર્ષે હસ્કીસન વેપારી બોર્ડનો પ્રમુખ નીમાયો. આ ત્રણે પુરૂષો મધ્યમ વર્ગના હોઈ પ્રજાની જરૂરીઆતો સારી પેડે સમજતા હતા.

**કેનીંગની પરરાજ્યનીતિ.** પિટનો સાગ્રીત હોઈ, કેનીંગ બ્રિટનને યુદ્ધથી અળગુ રાખવા ઈચ્છતો હતો. તેનો મત એવો હતો કે દરેક પ્રજા પોતાનું રાજ્યતત્ર પોતાની મેળે ઘડે. 'પવિત્ર મિત્રમંડળ' સાથે કોઈપણ પ્રકારનો સબધ બાંધવા તેણે સાફ ના પાડી. ગ્રીક પ્રજા તુર્કોની ઝુંસરીમાંથી છુટી થવા ઇચ્છતી હતી; અને મેક્સીકો, પેરૂ, ચીલી વિગેરે દક્ષિણ અમેરિકાના પ્રદેશોની પ્રજા સ્પેઈનથી સ્વતંત્ર થવા તલસતી હતી; તેમના પ્રયાસો પ્રત્યે કેનીંગ દિલસોજી ધરાવતો, છતાં પરદેશી રાજા પ્રજા વચ્ચેના ઝઘડામાં તે ઉતરવા માંગતો ન હતો. દક્ષિણ અમેરિકા જ્યારે પોતાના પુરૂષાતનથી સ્વતંત્ર થયું ત્યારે કેનીંગે તેમનું સ્વાતંત્ર્ય કબુલ રાખ્યું,

બ્રિટિશ વકીલો ત્યાં મોકલ્યા, અને એવું વચન આપ્યું કે તમને જીતવા સ્પેઇન પ્રયત્ન કરશે તો બીજી પ્રજાને સ્પેઇન સાથે સામેલ થવા દઇશું નહિ. વળી પોર્ટુગલના ઉપર ફ્રાન્સ અને સ્પેઇન સંયુક્ત હુમલો લાવે એવી ભીતિ હતી. પોર્ટુગલે બ્રિટનની મદદ માંગી અને કેનીંગે એકદમ સૈન્ય મોકલી આપ્યું જેને પરિણામે તે પ્રદેશમાં યુદ્ધ થતું અટક્યું. નિર્બળ અને નિર્દોષનો પક્ષ લેવાની આ પરદેશનીતિ જે લાગણીથી તેણે અખત્યાર કરેલી તેજ લાગણીથી ઇગ્લંડમાં રોમન કેથોલિકોને તેમના વ્યાજબી હક્ક અપાવવા, તથા વેસ્ટ ઇંડીઝના ટાપુઓમાં વસતા ગુલામોની સ્થિતિ સુધારવા તેણે પુષ્કળ મહેનત કરી.

**ફોજદારી કાયદો સુધર્યો.** દરમ્યાન સ્વદેશખાતાનો પ્રધાન પીલ બ્રિટનનો ફોજદારી કાયદો સુધારવા મથી રહ્યો હતો. આ કાયદો ઘણો આકરો અને ત્રાસદાયક હતો, તેમાં નહિ નહિ તો બસો ગુન્હા માટે મોતની સજા હતી, અને આ બસોમાંના ઘણા તો નજીવા ગણાય એવા હતા. કોઇક દુકાનમાંથી એકાદ કાપડનો કટકો ચોરવા માટે, કે કોઇક તળાવમાંથી એકાદી માછલી પકડવા જેવા નાના ગુન્હા માટે, તેમજ બનાવટી સહી કરવી અને ખુન કરવું તેના જેવા ગભીર અપરાધ માટે સ્ત્રીપુરૂષોને ફાંસીની સજા થતી. આજે આપણને આ વાત ‘ ટકે શેર ભાજી, ટકે શેર ખાજા ’ જેવી લાગે છે. આવા કાયદાના અમલથી દેહાંત સજા અતિશય વધી ગઈ હતી. ફાંસીની સજા પામેલાની સંખ્યા એટલી બધી થતી કે તેમની વીશવીશની હાર કરી એકેક સપાટે લટકાવી દેતા. પરદેશમાં બ્રિટનનો આ કાયદો અદ્ભુત અને નિંદાસ્પદ મનાતો. વળી ઘણીવાર એમ પણ બનતું કે ગુન્હેગાર ખરા અપરાધી હોય તોપણ બચી જતા, કેમકે નાના ગુન્હેગારને દેહાંત સજા થતી, તેથી જ્યુરીને દયા આવતી અને તે તેમને નિર્દોષ ઠેરવતી. આવા અન્યાય દૂર કરવા આ સમય પૂર્વે થોડા પ્રયત્ન થયા હતા. હવે ૧૮૨૪માં પીલે સોએક નાના નાના ગુન્હા માટેની મોતની સજા કાઢી નંખાવી, અને કાયદા ધીમે ધીમે યોગ્ય અને ન્યાયી બનાવ્યા.

**વેપારી સુધારા.** આના કરતાંયે અંગ્રેજ પ્રજા માટે વધુ અગત્યના સુધારા હસ્કીસને વેપારમાં દાખલ કર્યા. ક્રોમ્વેલના પોણી બસો વર્ષ ઉપર થએલા 'નૌકાનયનના કાયદા'માં એવું હતું કે તમામ માલ લઈ જવા લાવવાનું કાર્ય બ્રિટિશ વહાણોમાજ થવું જોઈએ અને બીજી પ્રજાનાં વહાણોમાં આવતા માલ ઉપર ભારે જકાત લેવાવી જોઈએ. આ નિયમ હજુ અમલમાં હતા. આ કાયદા અમુક વખત માટે કામચલાઉ રૂપે ઠીક હતા, પણ તે જાથુકના બનેલા હોવાથી અંતે બીજી પ્રજાઓએ બ્રિટિશ વહાણોમાં આવતા જતા માલપર ભારે કર નાંખ્યાં આથી વેપારને ઘણી હાની થતી. તે દુરસ્ત કરવા ૧૮૨૩માં હસ્કીસને એવો કાયદો કરાવ્યો કે જો અમુક દેશ બ્રિટિશ વહાણોને અને પોતાનાં વહાણોને સરખો લાભ આપે, તો તે દેશનાં વહાણોને બ્રિટનમાં તેવીજ જાતનો લાભ મળે. વળી રેશમ અને ઉનપરની જકાત કમી કરી નાંખ્યાથી તેણે એ ધંધાવાળાઓને યોગ્ય રાહત આપી. પૂર્વે એવો રિવાજ હતો કે કામદારોના રોજ મેજીસ્ટ્રેટ નક્કી કરે, અને ધંધો કરવા કામદાર દેશના બીજા ભાગોમાં જઈ શકે નહિ. આ રિવાજ હસ્કીસને બંધ કર્યા. આ કાર્યો પાર પાડવામાં હસ્કીસનને ઘણી અડચણ નડી હતી, કેમકે વેપારીઓ, કારખાનાવાળા ઉનવાળા, અને કામદારો સૌને આખો લાડવો જોઈતો હતો તેના સુધારાને પરિણામે વેપારીઓનો વેપાર ખેવડાયો, કામદારો પોતાનો યોગ્ય પગાર નક્કી કરતા થયા, અને પ્રજાને યોગ્ય કિંમતે માલ મળવા લાગ્યો.

**સટ્ટાની ઘેલછા.** નેપાલીઅનવાળા યુદ્ધ બંધ થયાં ત્યાર પછી હવે તમામ દેશો થાળે પડયા હતા, તે સર્વ સાથે, વિશેષે તાજાં સ્વતંત્ર બનેલાં મેક્સિકો અને બ્રાઝીલ સાથે બ્રિટનને ધમધોકાર વેપાર ચાલવા લાગ્યો હતો. આવી ઓચિંતી અણધારી વાણિજ્યવૃદ્ધિને લીધે શરૂઆતમાં ઉપર દર્શાવેલાં શુભ કાર્યોની અસર કાંઇક ઓછી થઈ. માનુષી સ્વભાવ મુજબ દરેકને એકદમ લખેશરી થવાની ઉમેદ થવા લાગી. અનેક કંપનીઓ ઉભી થવા લાગી. અનેક સારી તેમજ મૂર્ખ યોજનામાં લોકો પોતાનાં નાણાં રોકવા લાગ્યા. એક કંપની તો ગોવાલણોની સ્થપાઇ, જેનો ઉદ્દેશ એ હતો

કે બ્યુએનોસ એરીસના (દક્ષિણ અમેરિકામાં) જંગલી ઢોરના દૂધનું માખણ બનાવી વેચવું. માખણ તો બનવા માંડયું પણ ત્યાંના લોકોમાં તેનો ઉપાડ થયો નહિ. દક્ષિણ મહાસાગરના પરપોટાના સમયની માફક સટ્ટો વધી પડયો. અને એક વર્ષમાં તો આ ઘેલછાની માઠી અસર દેખાવા લાગી. સાઠ સિત્તેર બેન્કોને દોઢ મહિનાની ટુંકી મુદતમાં તાળાં દેવાં પડયાં, અને લોકોની હાય અટકાવવાને સરકારને ટંકશાળમાં દરરોજના દોઢ દોઢ લાખ નવા પાઉન્ડ પાડવા પડયા. બેન્ક ઓફ ઇંગ્લેંડને પણ વેપારીઓને તેમના માલ ઉપર નાણાં ધીરવાં પડયાં. આ મદીથી ગરીબ અને મધ્યમ વર્ગોનો મરો થયો. ભૂખમરો વધવાને લીધે ગરીબ લોકોએ તોફાન મચાવ્યાં. તેમણે યંત્રો ભાંગી નાંખ્યા, અને ખોરાક માટે એવી બુમરાણ કરી મુકી કે સરકારને કાયદા વિરૂદ્ધ પરદેશી સોંઘુ અનાજ મગાવવું પડયું. હવે પ્રજાની આંખ ઉઘડી અને તેમને એમ લાગ્યું કે પરદેશી સોંઘું અનાજ આવતું અટકાવવાનો હેતુ કેવળ જમીનદારો અને ખેડુતોને ખટાવવાનોજ છે. ૧૮૨૮મા હસ્કીસને એવી જોગવાઈ વાળો કાયદો કરાવ્યો કે અનાજનો ભાવ વધે તો પ્રમાણમાં જકાત ઘટે અને ભાવ ઘટે તો પ્રમાણમાં જકાત વધે, એવી જાતનું 'ચલાયમાન પ્રમાણ' દાખલ કરવું. અનાજના નિરકુશ વેપારનું આ પ્રથમ પગથિયું હતું. સંપૂર્ણ નિરકુશતા થતાં હજુ બીજાં અઢાર વર્ષની વાર હતી.

**પરદેશ ગમનની સગવડ.** વળી પ્રજાના આ દુ:ખમાંથી બીજું એક સારૂં પરિણામ નીપજ્યું રોજગારી અને ખોરાક બન્નેની તગીને લીધે સરકારે લોકોને પરદેશગમનમાં મદદ કરવાનો વિચાર કર્યો. કેનેડા જવા તૈયાર થનારા ગરીબગુરબાંને નાણાંની મદદ તો આ સદીના આરંભથી અપાતી હતી. ૧૮૧૪માં પાંચ હજાર માણસો કેઇપ ઓફ ગુડ હોપ મોકલાયા હતા. અત્યારે બ્રિટનની કામદારોની સંખ્યા માટે પુરતો ધધો ન હોવાથી સંસ્થાનખાતાએ પરદેશગમન પર ખાસ ધ્યાન આપવા માંડયું. આ પ્રશ્નપર વિચાર ચલાવવા સરકારે એક કમિટિ નીમી. તેણે પાર્લમેન્ટને જે રિપોર્ટ કર્યો તે પરથી ઉત્તેજાઈ ઘણા પોતાને ખર્ચે નીકળી પડયા. ૧૮૨૬માં તેર હજાર આદમી કેનેડા, આફ્રિકા, અને ઓસ્ટ્રેલીઆ જઈ

વસ્યા, અને આ સંખ્યા વર્ષે વર્ષે વધતી ગઈ. એ રીતે 'ગ્રેટ બ્રિટન' વધી 'ગ્રેટર બ્રિટન' થવા લાગ્યું.

**ઓસ્ટ્રેલીઆ.** ઓસ્ટ્રેલીઆમાં ન્યુ સાઉથ વેલ્સ આબાદ થઈ ચુક્યું હતું. જે કેદીઓ અહીં પ્રથમ આવેલા તેમને આ દેશમાં છુટા મુકયાથી તેઓ સુધર્યા, અને સિડનીની આજુબાજુના પ્રદેશમાં રસ્તા બનાવવામાં, જંગલો સાફ કરવામાં, અને વસવાટના બીજાં અનેક કાર્યો કરવામાં બહુ ઉપયોગી થઈ પડયા. ૧૮૨૨ પછી તો સારા લોકો, જેમને સજા નહિ થએલી એવા, પણ અહીં વસવાટ માટે આવવા લાગ્યા. ત્યાર પછી આ સંસ્થાનીઓએ ઇંગ્લેંડથી આવતા નવા કેદીઓને સ્વીકારવા ના પાડી, દિન પર દિન નવા નવા પ્રદેશો સાફ થતા ગયા, નવાં નવાં ગામો વસવા લાગ્યાં, અને પ્રજાની આબાદી વધતી ગઇ. સંસ્થાનીઓએ મહેનત કરવામાં જરાયે મણા રાખી નહિ અને તેનું ફળ તેમને મળ્યું.

**કેથોલિકોની રાજકીય મુકિત.** ૧૮૨૭માં ઇંગ્લેંડના વડા પ્રધાન લીવરપુલે નાદુરસ્ત તબીઅતને લીધે રાજીનામું આપ્યાથી તથા કેનીંગ ગુજરી જવાથી તે જગ્યા વોટર્લુના વીર વેલીંગટનને મળી. પરતુ તે લશ્કરી અમલદાર તરીકે જેટલો બાહોશ નીવડયો હતો તેટલો રાજકારભારમા નિષ્ફળ નીવડયો. લશ્કર પર જે રીતે અમલ થાય તે રીતનો અમલ પાર્લમેન્ટના સભ્યો કેમ સાંખે! વેલીંગટનના અમલમાં તેની મરજી વિરૂદ્ધનાં બે શુભ કાર્યો થયાં. સ્ટુઅર્ટ યુગના સમયથી કેથોલિકો અને ડિસેન્ટરો ઉપર જાપ્તાના સખત કાયદા થયા હતા. કસોટીનો કાયદો તથા કોર્પોરેશન કાયદો એ બન્ને લોર્ડજોન રસેલે રદ કરાવ્યા, જેને પરિણામે હવે ડિસેન્ટરોને સરકારી પદવી મેળવવાની સંપૂર્ણ છુટ થઇ. બીજુ કાર્ય કેથોલિકોને રાજકીય મુક્તિ અપાવવાનું હતું. ૧૮૧૭થી તેમને લશ્કર અને નૌકામાં દાખલ થવાની છુટ મળી હતી. તેમને વધારે વખત પાર્લમેન્ટ બહાર રખાશે નહિ એ સ્પષ્ટ હતું. છતાં તેમને સભ્ય તરીખે બેસવા દેવાની છુટ આપનારાં બીલ આમસભામાં બે વાર પાસ થયાં પરંતુ ઉમરાવોએ સદા તેમનો વિરોધ કર્યો. ઘણાખરા કેથોલિકો આયરિશ હતા. ડેનીઅલ

ઓકોનેલ નામના વિદ્વાન આયરિશ બેરિસ્ટરની આગેવાની હેઠળ 'કેથેલિક મંડળ' સ્થપાયું તેમાં પુષ્કળ કેથેલિકો જોડાયા. આયર્લેન્ડમાં આ મંડળવાળા અને પ્રોટેસ્ટન્ટો વચ્ચે ખૂબ ઝઘડા થયા. આખરે વેલીંગટન અને પીલ બન્ને કેથેલિક મુક્તિની વિરુદ્ધ હોવાથી કેથેલિકો બહુ બેચેન બન્યા. તેમણે કલેર નગર તરફથી સભ્ય તરીકે ઓકોનેલને પુષ્કળ મત આપી પસંદ કર્યો. તે કેથેલિક હોવાથી સભામાં બેસી શકયો નહિ; તેથી તેની ચુંટણી રદ થઈ છતાં સરકાર સારી પેઠે સમજતી હતી કે તે ફરી ફરીને ચુટાઇ આવશે, અને વળી આયર્લેન્ડના અન્ય ભાગોમાંથી પણ કેથેલિક સભ્યો ચુંટાવવા પ્રયાસ કરશે. આ પ્રકારનો વિરોધ અટકાવવા પ્રધાનો અસમર્થ હતા. પરિણામે તેમણે કેથેલિક મુક્તિવાળું બીલ ફરી રજુ કર્યું. કેટલાક મહિના સુધી તેના પર ચર્ચા થયા બાદ આમસભાએ ૧૮૨૯માં તે બીલ પાસ કર્યું અને આ સમયે ઉમરાવોએ પથરો નાંખ્યો નહિ. આથી કેથેલિકો પ્રત્યે લાંબા સમયથી થતો ગેરઇન્સાફ દૂર થયો. બીજા ચાર વર્ષ પછી કવેઇકર પંથીઓ પણ પાર્લમેન્ટમાં આવી શકે એવી જોગવાઈ થઈ, અને છેવટે ૧૮૫૮માં યાહુદી કે બીજો કોઇપણ ધર્મ પાળનો પુરૂષ સભ્ય તરીકે પાર્લમેન્ટમાં જઈ શકે એવું થયું અને આ તજવીજને પરિણામેજ ડીઝરાએલી, મોન્ટેગ્યુ જેવા યાહુદીઓ અને દાદાભાઇ નવરોજજી જેવા હિંદવાસીઓ પાર્લમેન્ટમાં સભ્યરૂપે બિરાજી શક્યા.

હવે કેથેલિક મુક્તિનો કાયદો પસાર થયો કે તરત ઓકોનેલ ચુંટાયો અને પાર્લમેન્ટમાં બેઠો પણ આટલાથી તેને સંતોષ વળે એમ નહતું. તેને તો સંયોગનો કાયદો રદ કરાવી આયર્લેન્ડને સ્વતત્ર પાર્લમેન્ટ અપાવવી હતી, અને એ કાર્ય માટેના મથનમાં આ મહાપુરૂષે પોતાનું આખું જીવન અર્પણ કર્યું. ૧૮૪૭માં તે મરણ પામ્યો. તે પ્રમાણિક હતો અને પોતાના અનુયાયીઓને કાયદાને માન આપવાની સલાહ આપતો.

---

# પ્રકરણ ૧૯.

## ચોથો વિલિયમ ૧૮૩૦-૧૮૩૭.

**નવો રાજા.** ૧૮૩૦માં જ્યોર્જ રાજાનું મરણ થવાથી તેનો ભાઈ ચોથો વિલિયમ ગાદીએ આવ્યો. નવો રાજા બગલમાં છત્રી રાખી સાદાઈથી ફરતો તથા પોતાના જુના મિત્રો સાથે હેતભાવથી વર્તતો. તેની સાદાઈને લીધે લોકો તેને વ્હાલા અને માન આપતા. ફ્રાન્સમાં બીજો રાજ્યવિપ્લવ થવાથી ત્યાંનો રાજા દશમો ચાર્લ્સ ગાદી ત્યાગી ઇંગ્લેંડ આવ્યો. અહીં તેને રહેવા સારૂ વિલિયમે એક મહેલ અપાવ્યો અને બીજી ઘટતી સગવડ કરાવી આપી. આ જ અરસામાં બેલ્જીઅમ હોલેન્ડથી છુટું પડયું.

**પ્રજાકીય જાગ્રતિ**. પરપ્રજાના આવા સ્વાતંત્ર્યના ખળભળાટના સમાચાર સાંભળી બ્રિટિશ લોકો પણ પાર્લમેન્ટ સુધારવા માટે ફરી પોકાર કરવા લાગ્યા. બર્મિંગહામ, મેન્ચેસ્ટર, અને લીડઝ જેવાં મોટાં વસ્તીવાળાં શહેરોનાં હિત સાચવવા તથા ત્યાં વધતી જતી વસ્તી માટે કેવા કાયદા જરૂરી છે તે સૂચવવા તેમનો એક પણ પ્રતિનિધિ ન હોય, અને જમીનદારો પોતાના કબજામાં થોડાં છુટાં છવાયાં નાનાં ગામડા હોવાથી પોતાના મરજી મુજબના નવ નવ અને દશ દશ સભ્યો મોકલી શકે, એ દેખીતો અન્યાય હતો. છતાં વડા પ્રધાન વેલીંગટનને સુધારાની ગંધ સુદ્ધાં ગમતી ન હતી; અને એક વેળા તે સુધારા વિરૂદ્ધ એટલું સખત બોલ્યો કે લોકોમાં તેનું માન ઉતરી ગયું, અને તે ઘણો અપ્રિય થઈ પડયો. નવા રાજા આવવાથી નવી ચુંટણી થઈ તેમાં સુધારક પક્ષ જોરમાં હતો. વળી રાજા જાતે પણ સુધારાનો હિમાયતી હોવાથી તેણે વેલીંગટનને વિદાય કર્યો. ત્યારપછી વેલીંગટને પોતાની કીર્તિ પાછી મેળવી. જે વજ્રબાહુ વીર બ્રિટન માટે બહાદુરીથી લડયો હતો અને જેની રાજનીતિ પ્રજાને ઠીક ન લાગી, તે વીરને ફરી પ્રજા

ન્હાવા લાગી. વડા પ્રધાનપદનું રાજીનામું આપ્યા પછી તે બાવીશ વર્ષ જીવ્યો. તેના મરણ સમયે આખી પ્રજાએ દિલગીરી પાળેલી અને બ્રિટન પોતાના મહાપુરૂષોને કેવું માન આપે છે તેનું દૃશ્ય તે વેળા દેખાએલું.

**લોર્ડ ગ્રેનો કારભાર.** હવે જે પુરૂષ આજે ચાળીશ વર્ષથી પાર્લમેન્ટનો સુધારણા માટે તનતોડ મહેનત કરતો હતો તે લોર્ડ ગ્રેને રાજાએ વડો પ્રધાન નીમ્યો. તેણે પોતાના પ્રધાનમંડળમાં પોતાના જેવાજ ઉત્સાહી સુધારકો લીધા છતાં સુધારા માટે પાર્લમેન્ટમાં એક વર્ષથી વધારેનું યુદ્ધ બાકી હતું. ૧૮૩૧ના માર્ચ માસમાં લોર્ડ જોન રસેલે પહેલું સુધારા બીલ રજુ કર્યું. તે આમસભામાં એકજ વધુમતે પસાર થયું. પણ પછીથી તેમાંની કલમો એક પછી એક લેવામાં આવી અને ત્યાર પછી મત લેવાતાં તે નિષ્ફળ ગયું. ત્યારે પ્રધાનોએ રાજાને ચાલુ પાર્લમેન્ટ વિસર્જન કરી નવી પાર્લમેન્ટ બોલાવવા કહ્યું કે જેથી લોકમત શો છે તે ચોખ્ખી રીતે માલમ પડે.

**બીજું સુધારા બીલ.** આ ચુંટણી સમયે પ્રજાની માગણી સ્પષ્ટ દેખાઇ ગઈ, ઉમરાવો, ધર્માચાર્યો, લશ્કર અને નૌકાવાળા સુધારા વિરૂદ્ધ હતા; ત્યારે કારખાનાવાળા, કેળવાએલો મધ્યવર્ગ, શહેરીઓ, અને કામદારો સુધારાની તરફેણમાં હતા. લોકોમાં ઝુમેશ બહુ વધી પડી ચુંટણી વેળા, "બીલ, આખું બીલ, અને બીજુ કાંઈ નહિ," એવા પોકાર જ્યાં ત્યાં કાને પડતા. પરિણામે એટલા બધા સુધારકો ચુંટાયા કે બીજું સુધારા બીલ આમની સભામાં સહેલાઇથી બહોળી વધુમતિવડે (૩૪૫ વિરૂદ્ધ ૨૩૬ મતે) પસાર થયું. પરતુ જ્યારે લોર્ડ ગ્રેએ તે ઉમરાવ સભામાં રજુ કર્યું ત્યારે તેઓએ તેને સ્વીકાર્યું નહિ.

**ત્રીજું સુધારા બીલ.** હવે ઉમરાવોપર સર્વ બાજુએથી લોકોનો કોપ પ્રદર્શિત થયો. સરકારને સહાનુભૂતિ આપવા સર્વત્ર સભાઓ ભરાવા લાગી. બર્મિંગહામની એક જંગી સભામાં વક્તાઓ એમ બોલી ગયા કે ઉમરાવો જ્યાં સુધી ઠેકાણે નહિ આવે ત્યાં સુધી અમે કરવેરા ભરવાના નથી. ઠેક ઠેકાણે ગંભીર રમખાણ થયાં. લોકોમાં વિપ્લવની વાતો ચાલવા લાગી.

પાર્લમેન્ટ ફરી મળી ત્યારે સભ્યોના ચ્હેરા ગંભીર દેખાતા હતા. આ સમયે સહેજસાજ ફેરફાર સાથે ત્રીજુ સુધારા બીલ આવ્યું અને આમ સભાએ તે પાસ કર્યું. પણ ઉમરાવસભામાં તેની આગળના બીલો જેવીજ ગતિ થઈ. આથી લોર્ડ ગ્રેએ રાજાને સમજાવ્યું કે તમે જાહેર કરો કે જો આ બીલ સીધી રીતે પાસ નહિ થાય તો નવા ઉમરાવો બનાવીને પણ તે પાસ કરાવવું પડશે. પહેલાં તો રાજાએ આ વાતની ના પાડી, પણ પાછળથી ન છુટકે તે કબુલ થયો. વિરોધી ઉમરાવોએ નિરૂપાયે રાજાને વચન આપ્યું કે એ બીલની ચર્ચાને દિવસે અમે ગેરહાજર રહીશું. એ રીતે આખરે ૧૮૩૨ના જુન માસમાં તે પાસ થયું.

**સુધારા બીલની કલમો.** આ સુધારાથી ૫૮ નાનાં ગામ જેમાં બે હજારથી ઓછી વસ્તી હતી તથા જેમના તરફથી ૧૧૩ સભ્યો આવતા હતા, તેમના તમામ પ્રતિનિધિ બંધ કરવામાં આવ્યા. બીજાં ૩૦ ગામને બબ્બે સભ્યો મોકલવાનો હક્ક હતો તે બંધ કરી એકેકનોજ હક્ક રાખ્યો. આ પ્રમાણે ૧૪૩ જગા ખાલી પડી તે મોટાં શહેરો તથા સ્કોટલેન્ડ ને આયર્લેન્ડ વચ્ચે વહેંચી આપી. મતાધિકાર વિસ્તારવામાં આવ્યો. શહેરોમાં વાર્ષિક દશ પાઉન્ડ ભાડું ભરનારાને તથા તેવાં ઘરોના માલિકોને, અને જિલ્લામાં વર્ષે દશ પાઉન્ડ ગણોત આપનારાને મતાધિકાર અપાયો. પરિણામે મધ્યમ વર્ગ, શહેરોમાંના દુકાનદારો અને સારી કમાણી-વાળા કારીગરો તથા જીલ્લાઓમાં મધ્યમ સ્થિતિના ખેડુતોનો રાજકીય કારોબારમાં હાથ થયો. હવેની પાર્લમેન્ટમાં પ્રજાનું પ્રતિનિધિત્વ પહેલાં કરતાં સારી રીતે જળવાવા લાગ્યું. દિલગીરીની વાત માત્ર એટલીજ હતી કે જે સુધારા રાજીખુશીથી આપવા જોઇતા હતા તેને માટે આટલો સમય લાગ્યો, અને આટલી લડત ચલાવવી પડી. આની અસર પ્રજા પર એવી થઇ કે કાંઇ પણ જોઇતું હોય તો તેને માટે ગરબડ કરવી તથા તોફાન મચાવવાં જરૂરનાં છે: અને આ ખ્યાલનાં માઠાં ફળ આજે પણ બ્રિટન ભોગવે છે. આ ઝઘડા દરમ્યાન 'કોન્ઝર્વેટીવ' (જુનું એટલું સુન્તું એમ માનનારા) અને 'લીબરલ' (પ્રજાની લાગણી સંતોષવા ઘટતા ફેરફાર કરવા

ઇચ્છનારા) એ શબ્દો ટોરી અને વ્હીગને બદલે વપરાવા લાગ્યા. વળી એક ત્રીજો પક્ષ જે બહુ આગળ પડતા સુધારા કરવા તત્પર હતો તે "રેડીકલ'–ઉચ્છેદક–પક્ષ કહેવાયો.

આવા સુધારા દાખલ થયાથી બ્રિટન પર તેની અસર ઘણી સારી થઇ. આમસભામાં પ્રગતિનો જુસ્સો દાખલ થયો અને લોકોપયોગી કાર્યો એક પછી એક થવાં લાગ્યાં, તે હવે પછીના ઇતિહાસમાં આપણે જોઇશું. સોળ વર્ષ પછી જ્યારે આખા યુરોપમાં જ્યાં ત્યાં રાજ્યો અને રાજ્યાસનો ડોલી ગયાં ત્યારે બ્રિટન સાવ સ્થિર અને શાંત રહી શકયું તે આ સુધારા બીલના પ્રતાપ હતા.

**ગુલામીને તીલાંજલી.** પાંચ છ મહિના સર રોબર્ટ પીલના પ્રધાનવટાનાં બાદ કરતાં હવેનાં પાંચ વર્ષ દરમ્યાન રાજસત્તા મુખ્યત્વે લીબરલોના હાથમાં હતી. આગલા સમયમાં અપૂર્ણ રહેલાં ઘણાં મહત્વનાં કાર્યો આ પાંચ વર્ષ દરમ્યાન તેમણે પુરાં કર્યાં. ૧૮૩૩માં ગુલામીનો રીવાજ બંધ કરવો એવો કાયદો થયો. એક વર્ષ કેડે તેનો અમલ થતાં દુનિયાના એકે એક ભાગમાં વસતા બ્રિટિશ લોકોના ગુલામોને મુક્તિ મળી, જોકે તેઓને સ્વતંત્ર કામદાર તરીખે બીજાં પાંચ વર્ષ પોતાના ધણીની સેવા કરવા બંધાવું પડયું. પંચોતેર વર્ષની ઉમ્મરે વીલ્બર ફોર્સને આ વાતની જાણ થતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. ત્યાર પછી ટુંક સમયે તેણે દેહ છોડયો. વિલિયમ વીલ્બર ફોર્સ મનુષ્ય જાતનું કલ્યાણ કરવા માટે મેદાને પડેલો વીર હતો. ગુલામી રદ કરાવવી એ મુખ્ય કર્તવ્ય તેણે પોતાને માટે નક્કી કર્યું હતું. ઘણાં વર્ષો સુધી તેણે ગુલામીના ધંધામાં અંગ્રેજ વેપારીઓને હાથે થતા જુલમો વિષે ભાષણો આપ્યાં. નિર્દોષ નીગ્રો લોકોને તેમના દેશમાંથી પકડી આણી અમેરિકામાં ઢોરની પેઠે વેચવા એ માનવજાત પર કલંક સમાન હતું. વીલ્બર ફોર્સે પોતાના મિત્ર વિલિયમ પિટને એ વિષે ખૂબ સમજાવ્યો અને આખરે ગુલામી વેપાર બંધ કરાવ્યો તે આપણે જોઇ ગયા. હવે એ રિવાજ આખા બ્રિટિશ

સામ્રાજ્યમાં બંધ થયો, એટલે તેનું જીવનકાર્ય સફળ થયું. ગુલામ-માલિકોને નુકશાની બદલ બ્રિટિશ તીજોરીમાંથી બે કરોડ પાઉન્ડ આપવા પડયા, પરંતુ આ ખર્ચ પ્રજાના પૈસાનો સદુપયોગ કહેવાય.

**ફેકટરી અને કેળવણીના કાયદા.** કેટલીક ફેકટરીઓમાં (કારખાનાઓમાં) બાળકો પેટને અર્થે મજુરી કરતાં, તેમની પાસે ગજા ઉપરાંતનું કામ લેવામાં આવતું, તથા તેમના પ્રત્યે ગેરવર્તન ચલાવવામાં આવતું. આવી સ્થિતિમાંથી તેમનું રક્ષણ કરવા લોર્ડ શેફ્ટસ્બરીએ એક કાયદો કરાવ્યો. વળી ગરીબોનાં બાળકોને શિક્ષણ આપનારી સંસ્થાઓને સરકાર તરફથી વાર્ષિક મદદ આપવાનું નક્કી થયું. આ કાર્યોને લીધે શેફ્ટસ્બરી **બાળકોનો બેલી** કહેવાયો. બે વર્ષ પૂર્વે આયર્લેન્ડની કેળવણી માટે ત્રીસ હજાર પાઉન્ડ મંજુર થયા હતા. આજ સમયે ઇસ્ટ ઇંડીઝ સાથે વેપાર કરવાની બધા વેપારીઓને છૂટ મળી; અત્યાર સુધી આ વેપારનો ઇજારો હતો તે હવે રદ થયો.

**ગરીબીનો નવો કાયદો.** ૧૮૩૪માં ગરીબીના કાયદામાં સુધારો કરવામાં આવ્યો. અસલના કાયદા મુજબ આળસુઓને નીભાવવા ઉદ્યોગી પુરૂષોને નાણાં ભરવા પડતાં. હવે નવા કાયદાની રૂએ આખા દેશમાં કાર્યગૃહો ખોલવામાં આવ્યાં, જ્યાં નિરાધાર ગરીબ લોકોને આશ્રય મળતો અને તેમની પાસે કામ લેવાતું. ખાસ કારણ શિવાય કોઇપણ કુટુમ્બને ઘેર બેઠાં મદદ આપવી બંધ કરી. આ ફેરફારથી કરનો બોજો કાંઇક ઓછો થયો, મજુરીના દર વધ્યા, અને કામદાર વર્ગ કમાવા લાગ્યો. ભિખારીની સંખ્યા અર્ધા ઉપરની ઓછી થઈ ગઈ.

**મ્યુનીસીપલ સુધારો.** ૧૮૩૫માં લોર્ડ મેલ્બોર્નના મુખ્ય-પ્રધાનવટા દરમ્યાન શહેરોના સ્થાનિક વહીવટમાં સુધારા થયા. મ્યુનિસિપલ કર ભરનારાઓને તેમના સ્થાનિક અધિકારીઓ ચુંટવાનો હક્ક મળ્યો. વળી શહેરી કાઉન્સિલે આવક જાવકના હિસાબ પ્રસિદ્ધ કરવા એવો ઠરાવ થયો. ઉપરાંત તમામ મરણ, જન્મ અને લગ્ન મ્યુનિસિપલ દફતરમાં નોંધાવવાનો ધારો થયો.

**અન્ય સામાન્ય સુધારા.** પાર્લમેન્ટમાં આ સઘળા રાજકીય સુધારા થતા હતા તે વેળા સામાન્ય જીવનના સુધારાનું કાર્ય પણ જોશભેર ચાલી રહ્યું હતું. લંડનના રસ્તાઓ પર ગેસના દિવા ૧૮૧૬માં, એટલે વોટર્લુના સંગ્રામ પછીને વર્ષે દાખલ થયા. તેથી ચોરી, લુંટ, ખુન વિગેરે ઘણા ગુન્હા ઘટી ગયા. વળી અસલના પગીઓને કાઢી તેમને સ્થાને પોલીસ નીમાયા. તેથી રાતદિન રસ્તાપર પ્રજાની સલામતી જળવાવા લાગી. વળી મેકઆડમ નામના એક આંધળા સ્કોટ ગૃહસ્થે રસ્તા બનાવવાની એક યુક્તિ શોધી કાઢી હતી. તેણે એવી સલાહ આપી કે રસ્તો પાકો કરતાં પહેલાં જમીનને પોચી કરી તેના પર પત્થરના કટકા પાથરી, પછી રોલ ફેરવી તેને દબાવી, જમીન સપાટ બનાવવી. આ પદ્ધતિ મુજબના રસ્તા થવાથી ઘોડાગાડી કલાકના દશબાર માઈલની ઝડપે ચલાવી શકાતી થઈ; અને ગાડીગાડાં કાદવ કિચ્ચડમાં ખુંચી જતાં તે દિવસ હવે ગયા.

**પ્રથમ રેલ્વે.** ૧૮૩૦માં લીવરપુલ–મેન્ચેસ્ટર વચ્ચે ઇંગ્લેંડમાં પહેલી રેલ્વે ખોલવામાં આવી; અને આનું માન જ્યોર્જ સ્ટીવનસન નામના ગરીબ કોલસાવાળાને ઘટે છે. તેણે અનેક સંકટો વેઠી 'લોકોમોટીવ એન્જીન' બનાવ્યું. પ્રથમ આગગાડીની ઝડપ કલાકના ૩૫ માઈલ રાખવામાં આવી. પહેલે જ દિવસે પ્રધાન હસ્કીસનનું આગગાડીમાં આકસ્મિક મોત નીપજ્યું. હવેથી વરાળબળ તથા યંત્રનો ઉપયોગ જે અત્યારસુધી કારખાનામાં અને ખાણોમાંજ થતો હતો તે રેલ્વેમાં તથા વહાણોપર થવા લાગ્યો. પરિણામે ઇંગ્લંડના કારખાનાઓમાં બનતો માલ આખી દુનિયામાં સહેલાઇથી અને ઝડપથી પહોંચવા લાગ્યો.

આ પ્રગતિથી ઉત્તમ વર્ગ તથા મધ્યમ વર્ગની સંપત્તિ વધવા લાગી; અને સંપત્તિની સાથે મહોલ્લા મકાન આદિનો ઠાઠ બદલાઈ ગયો. લંડનના બજાર નવેસરથી બંધાયા, અને મહોલ્લાઓ વધારે સ્વચ્છ રહેવા લાગ્યા. વળી જુના બાગ હતા તે સુધારાયા અને તે ઉપરાંત શહેરની ઘીચ વસ્તીવાળા ભાગોમાં નવા પણ બનાવાયા. યુનિવર્સિટી કોલેજ અને કિંગ્સ કોલેજ

સ્થપાઈ ચુકી હતી. નિરાધાર ઉપર દેખરેખ રખાવા લાગી. ગાંડાઘેલાની સારવાર માટે એક મોટી ઇસ્પિતાલ બંધાઈ, જ્યાં તેઓ સુખેથી રહેવા લાગ્યા. પહેલાં તેમને સાંકળો વડે બાંધી મુકતા તે ચાલ હવે બંધ થઈ ગયો.

પ્રજામાં જ્ઞાનની તૃષ્ણા વધતી ગઇ. ધનવાન પુરૂષો શિખવા શિખવવા ઉત્સુક બન્યા. કામદારો માટે રાત્રિશાળાઓ સ્થપાઈ, જ્યાં મોટી ઉમ્મરના પુરૂષોને યોગ્ય શિક્ષણ અપાવા લાગ્યું. વળી 'ઉપયોગી જ્ઞાન પ્રચારક મંડળો' સ્થપાયાં અને તેમના તરફથી ઇતિહાસ, વિજ્ઞાન વિગેરે વિષયોનાં સાદાં સોંઘા પુસ્તકો પ્રગટ થવા લાગ્યાં. ન્યુસપેપરનું વાચન પણ વધતું ગયું.

**ગરીબ વર્ગનાં દુ:ખ.** અને કામદારોમાંના ઉપલા વર્ગોને થએલા આ સર્વ નવા નવા લાભ છતાં છેક ગરીબ વર્ગ તો કંગાળ, અજ્ઞાત, અને દુ:ખી હાલતમાં રહ્યો. ૧૮૩૭માં રાજાનું મરણ થયું ત્યારે બ્રિટનમાં દુ:ખ અને અસંતોષ ઘણાં હતાં. સત્ય એ છે જે મોટા ફેરફારો સાથે ટુંક વખત તો દુ:ખ અવશ્ય નીપજે છે, અને તેનો બોજો મુખ્યત્વે અત્યંત ગરીબ વર્ગ ઉપર પડે છે. છેલ્લાં વીશ વર્ષમાં વેપારમાં અણધાર્યો વધારો થયો. યંત્રોનો ઉપયોગ થવા લાગ્યો, રેલ્વે દાખલ થઈ. આ ઘટના પર્યંતે તો ગરીબ વર્ગને અતિ સુખદાયક નીવડી, પણ તત્કાળ તો તેમને સહેવું પડયું. મહેનત મજુરીનાં સ્થાન અને પ્રકાર બદલાઈ ગયાં. મજુરીના દર પહેલાં કરતાં ઓછા થઈ ગયા ખોરાક હજુ મોંઘો મળતો અને કર ભારે હતા. ખેતીની મજુરી કરનારાને હલકી જાતના ખોરાકથી નીભાવવું પડતું અને કેટલાંક કુટુમ્બોને તો માત્ર પેટ જોગું જ અનાજ મળી શકતું.

---

# પ્રકરણ ૨૦.

## વિક્ટોરીઆ-૧૮૩૭ ૧૯૦૧

**વિક્ટોરીઆ.** કુંવરી વિકટોરીઆ ઉંઘે છે; મળસ્કાના પાંચ વાગ્યા છે; ત્યાં બે પુરૂષો તેને જગાડી ધુંટણીએ પડી ખબર આપે છે કે આજથી તમે ઇંગ્લેંડનાં રાણી થયાં છો. હજુ તેની ઉમ્મર માત્ર ૧૮ વર્ષની હતી તે ત્રીજા જ્યોર્જના ચોથા પુત્ર ડયુક ઓફ કેન્ટની પુત્રી, અને ચોથા જ્યોર્જ તથા ચોથા વિલિયમની ભત્રીજી હતી. ચાલતે દહાડે વિક્ટોરીઆ ગાદીએ આવશે એ વાત ઘણા વખતથી સૌ કોઇ જાણતું હતું. તેની માતાએ તેને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું. તેના પ્રતાપે વિક્ટોરીઆમાં ન્યાયવૃત્તિ, સ્વામિભક્તિ, પ્રજામાટે દિલસોજી, ઉદારતા, કર્તવ્યપરાયણુતા, આત્મશ્રદ્ધા વિગેરે ગુણો પ્રથમથીજ દેખાતા હતા.

**હેનોવર બ્રિટનથી જુદું.** હેનોવર પ્રાંતનો રિવાજ એવો હતો કે સ્ત્રી ગાદીએ આવી શકે નહિ તેથી ત્યાંની ગાદી વકિટોરીઆના કાકાને મળી. હેનોવર અને બ્રિટનના રાજ્યકર્તા પહેલા જ્યોર્જથી માંડી એકજ આવતા તે હવે જુદા થયા. આમાં એકંદરે બ્રિટનને લાભ થયો. કેમકે હવે બ્રિટનને યુરોપી યુદ્ધમાં ઉતરવાનુ એક કારણ ઓછું થયું. હવે પછીનાં પચાશ વર્ષમાં મોટાં યુદ્ધ થયાં હોય તો તે માત્ર હિંદ અને આફ્રિકામાંજ. આ અરસાના બ્રિટિશ ઈતિહાસમાં કાયદાઓને ન્યાયી અને લાભદાયિ બનાવવાના તથા સંસ્થાનોને સુરાજ્ય આપાવવાના પ્રયાસોની વાત મુખ્યત્વે આવે છે.

**કેનેડાનો પ્રશ્ન.** આ રાજ્યમાં પહેલો પ્રશ્ન કેનેડાનો ઉભો થયો. પચાશેક વર્ષ પૂર્વે પિટે આ દેશના ઉત્તર અને દક્ષિણ એવા બે વિભાગ પાડયા હતા. દરેક વિભાગમાટે રાજા તરફથી ગવર્નર અને કાઉન્સિલની નીમણુક થતી, તથા પ્રજાની ચુંટાએલી એક સભા હતી. ઉત્તર કેનેડામાં આ પદ્ધતિ ઠીક ચાલી. પરંતુ દક્ષિણ કેનેડામાં મુખ્ય વસ્તી ફ્રેન્ચોની હોવાથી બહુ અડચણો નડતી અને છેવટે ૧૮૩૭માં બળવો જાગ્યો. આનો

ચેપ ઉત્તર વિભાગને પણ લાગ્યો. લશ્કરી કાયદો અમલમાં મુકાયો અને અર્લ ઓફ ડર્હામ નામનો બુદ્ધિશાળી અને પ્રમાણિક પુરૂષ ગવર્નર જનરલ તરીખે નીમાયો. તેને રાજ્ય-સુધારણા વિષે રિપોર્ટ કરવાનો હતો. દુર્ભાગ્યે તેણે રિપોર્ટ મોકલ્યો એટલુંજ નહિ પણ ઉપરાંત પોતાની સત્તાના આધારે તેણે કેનેડાવાસીઓની સલાહ લઈ કેટલાક એવા કાયદા રચ્યા કે જેના પરિણામે કેનેડાને સ્વાતંત્ર્ય મળી શકે. બ્રિટિશ સરકારે તેને સખત ઠપકો આપ્યો, જેથી તે એટલો બધો ગુસ્સે થયો કે એકદમ રાજીનામું આપી તે મન્જુર થયાની રાહ જોયા વિના, સ્વદેશ ચાલી આવ્યો. નિરાશ હાલતમાં બે વર્ષ કેડે તે મરણ પામ્યો.

**કેનેડાનું રાજ્યબંધારણ.** આખરે તો ડર્હામની યોજના જ કેનેડામાં દાખલ કરવી પડી. ઉપરાંત બ્રિટનમાં બીજાં સંસ્થાનો માટે પણ એ યોજના પાયારૂપ થઈ હતી. ૧૮૪૦માં કેનેડાના બન્ને વિભાગોને એક કરવામાં આવ્યા અને તેમને સ્વરાજ્ય અપાયું, બ્રિટનની સત્તા માત્ર ગવર્નર જનરલ નિમવાની બાબતમાં જ રહી; અને આ ગવર્નર જનરલ પણ ત્યાંની પાર્લમેન્ટને જવાબદાર બન્યો. સત્તાવીશ વર્ષ પછી ડર્હામની છેલ્લી સૂચનાનો અમલ થયો અને ઉત્તર અમેરિકામાંના સઘળાં બ્રિટિશ સસ્થાન કેનેડા સાથે જોડવામાં આવ્યાં. એ એકત્ર થએલો દેશ બ્રિટિશ સામ્રાજ્યનું એક ભવ્ય અંગ છે. તેનું ક્ષેત્રફળ ૩૫ લાખ ચોરસ માઇલ હોઈ, તેના પૂર્વ નાકાથી ઠેઠ પશ્ચિમ નાકા સુધી, એટલે કે એટલેન્ટીકથી પેસિફિક સુધી 'કેનેડિઅન પેસિફિક રેલ્વે' જાય છે.

**તાર, ટપાલ, તથા સ્ટીમર.** કેનેડાની વાતમાં આપણે બહુ આગળ નીકળી ગયા. કેનેડીઅન રેલ્વે ૧૮૮૬માં પુરી થઇ હતી. હવે પાછા આ રાજ્યના આરંભની કથા ચલાવીએ. ૧૮૩૭માં વિજળીક તાર પ્રથમ દાખલ થયા. બીજે વર્ષે વરાળ બળથી ચાલતાં વહાણો ઇંગ્લેડથી ન્યુયોર્ક પહોંચ્યાં. તે પછીને વર્ષે રોલેન્ડ હિલે 'પેની પોસ્ટની પદ્ધતિ' વાળી યોજના પાર્લમેન્ટ પાસે પાસ કરાવી. આ ઘણું ઉમદા કાર્ય હતું; કેમકે

અત્યાર સુધી, નાણું ખરચવા શક્તિમાન એવા પાર્લમેન્ટના સભ્યોને પોતાના તથા મિત્રોના પત્રો, પરબીડીઆ પર પોતાની સહી કરી મફત મોકલવાનો અધિકાર હતો. પણ ગરીબ માણસોને એક કાગળ મોકલવા માટે અંતરના પ્રમાણમાં છથી સોળ પેન્સ સુધી ખરચવા પડતા. ૧૮૩૯માં અર્ધા આઉન્સના કાગળના ચાર પેન્સ લેવાનું નક્કી થયું; અને તે પછીને વર્ષે પેની પોસ્ટની પદ્ધતિથી ઇંગ્લેંડ, સ્કોટલેન્ડ અને આયર્લેન્ડના કોઇ પણ ભાગમાં ફક્ત એક પેનીમાં કાગળ જતો થયો.

**પટ્ટાવાળીઆ.** છતાં આ સમય નિષ્કંટક હતો એમ માનવાનું નથી. ગરીબોનાં દુ:ખ ચાલુજ હતાં, અને તે વિષેના સુધારાની ઘણી જરૂર હતી. પરંતુ સરકારની પાર્લમેન્ટમાં બહુમતિ ન હોવાથી તેવા ધારા પાસ કરવા મુશ્કેલ હતા. વળી લોર્ડ મેલ્બોર્ન લહેરી આદમી હોઇ જેમ ચાલતું હતું તેમ ચાલવા દેવા તરફ હતો. આ પરથી લોકોને એવો ખ્યાલ આવ્યો કે તે રાણીને પ્રજાનાં દુ:ખ વિષે બેપરવા થવાનું શિખવે છે. ઉપરાંત દુકાનદારોને મતાધિકાર મળી ચુકયો હતો, અને કામદારોને મળ્યો ન હતો માટે તેઓ ઘણા અસંતુષ્ટ હતા. ૧૮૩૮માં બર્મીંગહામ મુકામે મોટી સભા થઈ; ત્યાં એક જાહેરનામુ ઘડવામાં આવ્યું, જેને લોકોએ 'પ્રજાનો પટો' એવું નામ આપ્યું. આ જાહેરનામામાં છ માંગણી હતી— ૧. તમામ માણસોને મત હોવા જોઇએ, ૨. દર વર્ષે નવી પાર્લામેન્ટ ચુંટાવી જોઇએ, ૩. મત લેવાનું કાર્ય ગુપ્ત રહેવું જોઇએ. ૪. કોઇપણ માણસ જમીન-માલીક ન હોય છતાં સભ્ય થઇ શકે, ૫. સભ્યોને પગાર મળવા જોઇએ, અને ૬. ચુંટણી માટે દેશના સરખા વિભાગ પાડવા જોઇએ. આમાંની ઘણીખરી વાત પાછળથી અમલમાં આવેલી, પણ હાલ તરત તો તેનો સ્વીકાર કરવો સરકારને વ્યાજબી લાગ્યો નહિ. પટ્ટાવાળીઆ, જેમણે પેલા પટ્ટાપર સહી કરેલી તેઓ તરફથી ઠેક ઠેકાણે તોફાન થયાં અને પુષ્કળ નુકશાન થયું.

**અનાજના કાયદા વિરૂદ્ધનું મંડળ.** દરમ્યાન થોડા વિચારવંત પુરૂષો દેશને પીડનારા વાસ્તવિક દુ:ખનું કેમ નિવારણ કરવું તે વિષે

વિચાર ચલાવતા હતા. ૧૮૩૮માં મેન્ચેસ્ટરમાં એક સભા થઈ અને ત્યાં પરદેશથી આયાત થતા અનાજપરની જકાત ઉઠાવી લેવા સરકાર પર દબાણુ લાવવાના હેતુથી એક મંડળ સ્થપાયું. આ 'એન્ટી કોર્ન લૉ લીગ' અનાજના કાયદા વિરૂદ્ધનું મંડળ—ની શરૂઆત હતી તેના મુખ્ય આગેવાન જોન બ્રાઇટ અને રિચર્ડ કોબ્ડન નામના કારખાનાવાળા હતા. આ બે બુદ્ધિશાળી પુરૂષોએ હવેના પાંચ વર્ષ સુધી ભાષણુ અને લખાણુવડે અનાજના કાયદા વિરૂદ્ધ લોકમત કેળવ્યો. તેમની મુખ્ય દલીલ એ હતી કે પરદેશી અનાજપરની જકાત કાઢી નંખાય તો ગરીબોને હાલ કરતાં અર્ધા ભાવે અનાજ મળી શકે. જે વધારાનો ભાવ તેમને આપવો પડતો તે એક પ્રકારના કર સમાન હતો અને તેનો લાભ ધનવાન ખેડુતોને મળતો. આથી આડકતરી રીતે ભુખે મરતા ગરીબોનો પૈસો માલદારોને મળતો. આવી સરળ વાત હતી છતાં આ સુધારકોને લોકોને સમજાવવામાં બહુ મુશીબત નડતી કેમકે જમીનદારો અને ખેડુતો સ્વાર્થના માર્યા એમ સમજાવતા કે પરદેશી અનાજ નિરંકુશ આવે તો ઇંગ્લેંડની ખેતી પડી ભાંગશે અને દેશ પાયમાલ થશે. કામદારોને પણ આ વાત કરતાં પટાની વાત માટે અધિક ઇંતેજારી હતી. પરંતુ વખત જતાં સત્યનો જય થયો અને સુધારકોની મહેનત ફળીભૂત થઈ. ૧૮૪૧માં લોર્ડ મેલ્બોર્ને રાજીનામુ આપ્યું અને કોન્ઝર્વેટીવ નેતા સર રોબર્ટ પીલ વડો પ્રધાન થયો. તેને લાગ્યું કે આ બાબતમાં ઉતાવળે ઉપાય લેવાની જરૂર છે.

**રાણીનું લગ્ન.** આ અરસામાં રાણીનું લગ્ન જર્મન રાજકુમાર આલ્બર્ટ સાથે થયુ, અને રાણીને એ રીતે એક ઉત્તમ મિત્ર અને સલાહકાર મળ્યો. આલ્બર્ટનો પ્યાર રાણીપર તેમજ અંગ્રેજ પ્રજાપર ઘણો હતો. આ દંપતીનું જીવન સુખમય નીવડયું. તે વિજ્ઞાન અને કળાને ઉત્તેજન આપતો અને વિદ્વાન લોકો તેની પાસે ભરાતા. રાજકીય બાબતોમાં તે કદી માથું મારતો નહિ.

**સરકારની મુશ્કેલીઓ.** નવા પ્રધાનનું કામ કઠણુ હતું. આયર્લેન્ડમાં ઓકોનેલ જે ડબ્લિન શહેરનો પ્રમુખ બન્યો હતો, તેણે સંયોગનો કાયદો

રદ કરાવવા ઝુંડો ઉઠાવ્યો હતો. ૧૮૪૩–૧૮૪૪માં તેને પરહેજ કરી, તેની તપાસ ચાલી ત્યારે જ એ ઝુંબેશ અટકી. સ્કોટલેન્ડમાં ધાર્મિક ઝઘડો ઉભો થયો હતો. ઇંગ્લેન્ડમાં પટ્ટાવાળીઆ આખા દેશમાં સભાઓ ભરતા હતા. વળી ચીનની સરકાર અને પ્રજામત વિરૂદ્ધ બ્રિટિશ વેપારીઓ ચિનમાં અફીણનો વેપાર કરતા તેથી ચીનમાં લડાઈ ચાલતી હતી. આનો અંત ૧૮૪૨માં આવ્યો, પણ ત્યાર પહેલાં તો અફઘાનીસ્તાનમાં અંગ્રેજ લશ્કર કપાઈ ગયાના ભયંકર સમાચાર આવ્યા.

**હિંદની હકીકત.** ઘણા વખતથી અંગ્રેજો હિંદના એક પછી એક પ્રાંત પોતાનાં રાજ્ય સાથે જોડી રહ્યા હતા. રશીઆની વગવાળા દેશ તથા અંગ્રેજી રાજ્ય વચ્ચે માત્ર પંજાબ અને અફઘાનીસ્તાન હતાં. અંગ્રેજોને હંમેશાં એવી દહેશત રહેતી કે રશીઆ અફઘાનો જોડે મળી જઈ હિંદ ઉપર હુમલો કરશે. આ વસ્તુ બનવા ન પામે એ હેતુથી ૧૮૩૭માં સર એલેકઝાન્ડર બર્ન્સને અફઘાનીસ્તાન સાથે વેપારી કરાર માટે મોકલવામાં આવ્યો. બર્ન્સ અફઘાનીસ્તાનમાં હતો ત્યારે એવો વહેમ ઉત્પન્ન થએલો કે અફઘાનીસ્તાનનો અમીર દોસ્તમહમદખાન રશીઆ સાથે ગુપ્ત મસલત ચલાવે છે. આ વાત સાંભળી તે સમયના હિંદના ગવર્નર જનરલ લોર્ડ ઓકલેન્ડે નાદાની વાપરી એક લશ્કર મોકલ્યું, દોસ્તમહમદને પદભ્રષ્ટ કર્યો, તથા તેને સ્થાને શાહસુજાને અમીર બનાવ્યો. આનું પરિણામ એ આવ્યું કે ઝનુની અને લડાયક અફઘાનોએ બર્ન્સ તથા તેના સાથી મેકનોટનનું ખુન કર્યું. આ પછી સેનાપતિ એલ્ફીન્સ્ટન કાબુલમાં રહી શકે એમ ન હતું. તેણે દોસ્તમહમદના પુત્ર અકબરખાન સાથે અંગ્રેજ સૈન્યને સહીસલામત જવા દેવા વચન લઈ તે હિંદ તરફ રવાના થયો. આ અભયદાનના વચન છતાં પર્વતોમાં સતાએલા અફઘાનોએ નીચે ખીણમાં કુચ કરતા અંગ્રેજ લશ્કરને ઠાર કર્યું. આ ત્રાસદાયક જુલમમાંથી એકજ આદમી, ડો. બ્રાઇડન બચવા પામ્યો. તે જલાલાબાદના કિલ્લામાં અધમુઆ જેવી હાલતમાં પહોંચ્યો. આનું વેર વાળવા પોલોકની સરદારી હેઠળ એક અંગ્રેજ લશ્કર ગયું. તેણે કાબુલ સર કર્યું તથા જે અંગ્રેજ બૈરાં છોકરાં ત્યાં રહી ગએલાં તેમને છોડવ્યાં. પણ ૪,૫૦૦ સૈનિકો અને ૧૨,૦૦૦ છાવણીના નોકરો અફઘાનોને હાથે માર્યા ગયા, અને પૂર્વમાં અંગ્રેજ નામને ભારે ધોકો લાગ્યો.

**આવકવેરો.** આ બહારના સંકટ ઉપરાંત ઈંગ્લંડમાં નાણાં સંબંધી મુસ્કેલી હતી. લોર્ડ મેલ્બોર્ન સરકારી તીજોરીને પચીશ લાખ પાઉન્ડના કરજનો વારસો સોંપતો ગયો હતો. આ ખોટ પુરવા પીલે ઇન્કમટેક્સ,-આવકવેરો નાંખવાનો નિશ્ચય કર્યો. જેની વાર્ષિક આવક દોઢસો પાઉન્ડ ઉપરની હોય તેને દર પાઉન્ડે અમુક કર સરકારને ભરવાનો નક્કી થયો. આ કર ફક્ત ત્રણ વર્ષ માટે મંજુર થયો તથા તે પાઉન્ડે સાત પેન્સથી અધિક લેવાનો ન હતો. ત્રણ વર્ષ ગયા બાદ ૧૮૪૫માં બીજા ત્રણ વર્ષની મુદત માંગવામાં આવી, અને ત્યાર પછી એ કર કાયમનો ઘુસી ગયો. તે વધારેમાં વધારે ૧૮૫૫થી ૧૮૫૭ દરમ્યાન પાઉન્ડે સોળ પેન્સ, અને ઓછામાં ઓછો ૧૮૭૪થી ૧૮૭૬ દરમ્યાન પાઉન્ડે બે પેન્સ હતો.

**ખરાબ પાક.** બીજી બાજુએ પરદેશી આયાત, વિશેષે અનાજ પરની જકાત પીલે ઓછી કરી છતાં દુઃખ તો ચાલુજ રહ્યું. અને વધારે ખરાબ દુઃખ હજુ આવવાનું હતું. પિસ્તાળીસનું વર્ષ ઇંગ્લેંડમાં નિષ્ફળ ગયું. આયર્લેન્ડનો મુખ્ય ખોરાક બટાટા તેમાં રોગ દાખલ થવાથી બટાટા પાકી શક્યા નહિ. અને આયર્લેન્ડને બહુ શોસવું પડ્યું. દુકાળ પડયો અને પ્રજાએ તમામ બંદરો પરદેશી અનાજ માટે ખુલ્લાં મુકવા પોકાર ઉઠાવ્યા. પીલને ક્રમે ક્રમે ખાત્રી થઈ ચુકી હતી કે કોબ્ડનના સિદ્ધાન્ત સાચા છે. હવે તેણે અનાજની જકાત રદ કરવાનો ઠરાવ લાવવાની વાત ઉપાડી, પરતુ તેના સાથીઓ વિરૂદ્ધ હોવાથી તેણે રાજીનામુ આપ્યું તથા રાણીને એવી સલ્લાહ આપી કે લોર્ડ જોન રસેલને પ્રધાનપદું આપો. પણ લોર્ડ જોન રસેલ પ્રધાનમંડળ બનાવી શક્યો નહિ, કેમકે તેના બે મુખ્ય મદદનીશ પુરૂષો લોર્ડ ગ્રે અને લોર્ડ પામર્સ્ટન પરરાજ્યનીતિની બાબતમાં એકમત ન હતા. આથી આખરે રાણીએ પાછો પીલને બોલાવ્યો અને એ રીતે અનાજના કાયદા, લિબરલ પ્રધાનને હાથે નહિ પણ કોન્ઝર્વેટીવને હાથે રદ થયા.

**અનાજના કાયદા રદ.** પીલ અનાજ વિષે દરખાસ્ત લાવશે એ ખબર પડતાં દેશમાં લોકોની લાગણી ઘણી તીવ્ર થઈ. કોબ્ડનને પોતાની મહેનત સફળ થએલી જોવાનો વખત આવી લાગ્યો. મેન્ચેસ્ટરની એક

સભામાં આ કાર્ય પાર ઉતારવા માટે દોઢ કલાકમાં સાઠ હજાર પાઉન્ડનું ફંડ થઈ ગયું. ૧૮૪૬ના આરંભમાં પીલે આમ સભામાં એક સુંદર ભાષણ આપ્યું અને તેમાં પોતે સરક્ષણનીતિ ત્યાગ કરી નિરંકુશ-વેપાર નીતિની તરફેણમાં શા કારણોને લીધે દાખલ થયો હતો તે સમજાવ્યું. છ મહીના કેડે તેની દરખાસ્ત ઉમરાવ સભામાં પાસ થઇ અને અનાજના કાયદા ગયા. દર વર્ષે જકાત ધીમે ધીમે ઘટાડી ત્રણ વર્ષમાં એક કવોર્ટર પર એક શિલિંગ જેટલી કરી નાંખવી એવું નક્કી થયું. આ જુજ જકાત પણ ૧૮૬૯માં કાઢી નાંખવામાં આવી. પીલનું આ છેલ્લું મહાન કાર્ય હતું કેમકે તેના જુના સાથીઓ તેના પર ઘણા કોપાયમાન થયા હતા અને ડીઝરાએલીએ (પાછળથી લોર્ડ બીકન્સ ફીલ્ડ) તેની સામે કડક ભાષણો કર્યા. પાર્લમેન્ટમાં સંરક્ષણ પક્ષ ઉભો થયો, અને જ્યારે આયર્લેન્ડમ થતા ગુન્હા અટકાવવા સારૂ દમનનીતિ અખત્યાર કરવાની દરખાસ્ત પીલ લાવ્યો, ત્યારે આ પક્ષ લીબરલો સાથે મળી ગયો. પીલને રાજીનામુ આપવું પડયું અને લોર્ડ જોન રસેલ વડો પ્રધાન બન્યો.

**૧૮૪૮નો યુરોપી ખળભળાટ.** ૧૮૪૬થી ૧૮૫૪ સુધીનાં આઠ વર્ષમાં ચાર મુખ્ય બનાવ બન્યા—પટ્ટાવાળીઆની પડતી, પજાઅનો સંયોગ, સંસ્થાનોમાં સોનાની ખાણ હાથ લાગવી, અને દેશદેશનું પ્રદર્શન. ૧૮૪૮માં પેરિસમાં પાક્કો રાજ્યવિપ્લવ થયો, ત્યાનો રાજા લુઇ ફિલિપ ઇંગ્લેન્ડ નાસી ગયો, અને પ્રજાસત્તાક સ્થપાયું આખું યુરોપ, અસ્થિર અવસ્થામાં હતું. ઇટલિ, ઓસ્ટ્રીઆ, અને પ્રશીઆમાં બળવા જાગ્યા અને ત્યાંના રાજાઓને પ્રજાકીય પાર્લમેન્ટો સ્થાપવી પડી. આયર્લેન્ડમાં ૧૮૪૭માં ભારે દુકાળ પડયો હતો, અને ત્યાં જુવાનીઆ ગરમપક્ષે બળવો ઉઠાવ્યો, પણ તે ઝટ દાબી દેવાયો. ઇંગ્લેંડમાં પટ્ટાવાળીઆની ચળવળ ચાલુ હતી, તે હવે વધારે જોસપર આવી. આગેવાનોએ એક અરજીપત્ર ઘડયું તથા કહેવા મુજબ તેના પર પચાશ લાખ સહીઓ થઈ. ત્યારબાદ એક આગેવાને એક ગંજાવર સભા ભરી તેમાં એવી દરખાસ્ત મુકી કે આખી સભાએ સરઘસ રૂપે જઈ આમ સભા ને આ અરજીપત્ર

આપવું. આખા લંડનમાં હાહાકાર થઈ રહ્યો. સરકારે સરઘસની મનાઇ કરી. વેલીંગટને લંડનના તમામ લત્તાઓમાં ન દેખાય એવી રીતે સોલ્જરો ગોઠવી દીધા. બે લાખ ગૃહસ્થોને તોફાન અટકાવવા ખાસ સિપાઇગીરી આપવામાં આવી. પણ 'ખોદ્યો ડુંગર અને નીકળ્યો ઉંદર' તેના જેવી વાત થઈ. માત્ર પચીશ હજાર માણસો ભેગા થયા. સરઘસ નીકળ્યું નહિ. અરજીપત્ર એક ગાડીમાં મોકલાયું. તેમાં સહી વીશ લાખથી ઓછી હતી અને તેમાંની ઘણી ખોટી હતી. વાસ્તવિક વાત એ હતી કે ૧૮૪૨થી દેશની સંપત્તિ વધતી જતી હતી અને લોકોને ખોરાક બરાબર ભાવે મળતો હોવાથી તેમને પટ્ટાની હવે પરવા રહી ન હતી. આ પછી પટ્ટાવાળી હીલચાલ બંધ પડી.

**પીલનું મરણ.** ૧૮૪૯માં નૌકાનયનના કાયદા રદ થયા; અને બીજે વર્ષે બ્રિટનનો ઉત્તમ અને શાણો રાજનીતિજ્ઞ ઉપડી ગયો. સર રોબર્ટ પીલ અકસ્માત ઘોડાપરથી પડી જવાથી મરણ પામ્યો. આખી પ્રજા દિલગીર થઈ.

**પંજાબનો સંયોગ.** દરમ્યાન દુનિયાને છેડે બ્રિટિશ રાજ્ય વિસ્તૃત થતું જતું હતું. ૧૮૪૩માં સર ચાર્લ્સ નેપીઅરે સીન્ધના અમીરોને જીતી તેમનો દેશ ઉમેર્યો હતો. ૧૮૪૫ અને ૧૮૪૯માં પંજાબની લડાયક સીખ કોમમાં પરસ્પર કુસંપ થયા. તેમણે બ્રિટિશ સરહદ પર હુમલો કર્યો. અતે લોર્ડ ગફે તેમને ગુજરાતની લડાઇમાં હરાવ્યા અને ગવર્નર જનરલ લોર્ડ ડેલ્હાઉસીએ આખો પ્રાંત બ્રિટિશ મુલક સાથે જોડી દીધો અને ત્યાંના વહીવટ માટે હેન્રી લોરેન્સ, તેનો ભાઈ જોન લોરેન્સ, અને ચાર્લ્સ મેન્સલને નીમ્યા. તેમની દૃઢ અને શાણી રાજ્યનીતિએ બહાદુર સીખોને વશ કરી લીધા, અને આઠ વર્ષ કેડે જ્યારે ભયંકર બળવો થયો ત્યારે આજ સીખોએ બ્રિટિશની અચ્છી સેવા બજાવી.

**સંસ્થાનોમાં સોનું.** યુનાઇટેડ સ્ટેઇટસમાં આવેલા કેલીફોર્નીઆમાં તથા આસ્ટ્રેલીઆમાં સોનું નીકળ્યું તેથી જુદા પ્રકારની પ્રગતિ થવા લાગી. આને લીધે સોંઘવારી થઈ અને ઘણા લોકો પરદેશ સેવવા તૈયાર થયા.

સંસ્થાની ઇતિહાસનું મહત્ત્વ આ સમયથી ઘણું વધે છે. ' કેપ ઓફ ગુડ હોપ ' સંસ્થાનમાં બોર ( ડચ ) લોકોનો વસવાટ અંગ્રેજો પૂર્વેનો હોવાથી તેમને અગ્રેજો સાથે ઘણી ઝપાઝપી થતી. વળી ત્યાંના અસલ વતનીઓ–કાફર, ઝુલુ વિગેરે સાથે ગોરાઓને લડાઈ થતી, છતાં અગ્રેજો પોતાનો મુલક વધાર્યા જતા હતા. ૧૮૪૩માં નાતાલ બ્રિટિશ સંસ્થાન બન્યું, અને ૧૮૭૪માં તેને સ્વરાજ્ય અપાયું.

**ન્યુઝીલેન્ડ.** ઓસ્ટ્રેલીઆની ગતિ વધુ વેગવાળી હતી. ત્યાંના વતનીઓ અત્યન્ત અધમ હોવાથી ગોરાઓ ઠીક ફાવી શક્યા. નવાં નવાં સંસ્થાનો સત્વર સ્થપાવા લાગ્યાં. ન્યુઝીલેન્ડમાં ત્યાંના બુદ્ધિશાળી વતની ' માવરી ' લોકો સાથે લડાઇઓ થએલી, પણ છેવટે તેમની સાથે અગ્રેજોએ મિત્રાચારી કરી; તથા હાલ ન્યુઝીલેન્ડની પાર્લમેન્ટમાં માવરી પ્રતિનિધિઓ પણ બેસે છે. આ સંસ્થાનીઓની વસ્તી સોનાના લોભને કારણે દિન પર દિન વધતી ગઈ. તેમને સઘળાને ૧૮૫૨ સુધીમાં સ્વરાજ્ય સોંપાયું.

**જંગી પ્રદર્શન.** ૧૮૫૧ની સાલમાં પ્રિન્સ એલ્બર્ટની મહેનતથી ઇંગ્લૅંડમાં એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું. આથી ઇંગ્લેડને આખી દુનિયાની કારીગરીનું પ્રત્યક્ષ ભાન થયું અને બીજી પ્રજાઓ શું શું ઉત્પન્ન કરે છે તેનું આબેહુબ જ્ઞાન બ્રિટિશ કારીગરોને મળ્યું. તે વેળા 'ક્રીસ્ટલ પેલેસ' નામનો ભવ્ય મહેલ બાંધેલો તે આજે પણ મોજુદ છે.

**લુઇ નેપોલીઅન.** આ પ્રદર્શન પુરૂં થાય ત્યાં તો ફ્રાન્સના સમાચારથી આખું ઇંગ્લેંડ ચોંકી ઉઠયું. ત્યાં છેલ્લાં ત્રણ વર્ષથી પ્રિન્સ લુઈ નેપોલીઅન પ્રેસીડન્ટ હતો. તેણે પેરીસમાં મહોલ્લે મહોલ્લે સૈનિકો ગોઠવી દીધા, સામા થયા તેમને બંદુકથી વીંધી નાંખ્યા, રાજકીય વિરોધીઓને કેદ કર્યા, અને લોકોને સમજાવ્યું કે મને દશ વર્ષ સુધીનું પ્રેસીડન્ટપદ આપો. બીજે વર્ષે 'મહારાજા ત્રીજો નેપોલીઅન' એ નામ ધારણ કરી તે ફ્રાન્સની ગાદીએ બેઠો. પ્રથમ નેપોલીઅનના સમયના સંકટ અને દુઃખ જેમણે અનુભવેલાં તેઓને એવો ડર લાગ્યો કે હવે તે સમયના જેવો સમય

આવવાનો. અંગ્રેજોને પણ ધાસ્તી લાગી, અને સ્વદેશનું રક્ષણ કરવા અંગ્રેજ યુવકોએ સ્વયંસેવક પલટનો ઉભી કરી. પરંતુ તત્કાલીન પરદેશખાતાનો પ્રધાન લોર્ડ પામર્સ્ટન લુઈ નેપોલીઅનના ગુણ સારી રીતે જાણતો હતો, એટલે તેને બ્રિટન ઉપરના હુમલાની જરાયે દહેશત ન હતી. તેનું ધારવું સાચું હતું કેમકે ત્રીજો નેપોલીઅન હેઠ સુધી ગ્રેટબ્રિટનનો મિત્ર રહ્યો હતો. છતાં તેના કાર્ય માટે સહાનુભૂતિ દર્શાવવામાં પામર્સ્ટનની ભૂલ હતી અને રાણી તેના એ વર્તનથી બહુ નાખુશ થઈ.

**પૂર્વનો પ્રશ્ન.** બ્રિટનને ફ્રાન્સ સાથે લડાઈ થઈ નહિ પરતુ યુરોપમાં યુદ્ધની તૈયારીઓ થઈ ચુકી હતી. ૧૮૫૨માં જેરૂસલેમના પવિત્ર ધામ માટે અને તુર્કી રાજ્યમાં વસતા ખ્રિસ્તીઓના રક્ષણની બાબતમાં રશીઆ અને તુર્કી વઢી પડયાં. રશીઆનો ઝાર નીકોલસ એમ માનતો હતો કે જેરૂસલેમવાળો તુર્કી હસ્તકનો મુલક લઈ લેવામાં બ્રિટન મદદ આપે તો તકરારનો અત આવે. તેના બદલામાં તે બ્રિટનને ઇજીપ્ત અને ક્રેન્ડીઆ જીતવામાં સહાય કરવા તૈયાર હતો. પરંતુ બ્રિટને પાડોશીઓનો મુલક પચાવી પાડવાની ના પાડી. બીજાં યુરોપી રાજ્યોએ ઝારને લડાઈ ન કરવા બહુ સમજાવ્યો. પરંતુ આપખુદી અને મગજના કડક નીકોલસે એમ ધાર્યું કે ઇંગ્લેડ વચમાં નહિ પડે અને તટસ્થ રહેશે. બીજું એક કારણ એ હતું કે તુર્કીએ ડાર્ડેનલ્સની સામુદ્રધુની સઘળા યુરોપી વહાણો માટે બધ કરી હતી અને એ રીતે રશીઆ ભૂમધ્યથી દૂર પડી ગયું હતું. આ કારણથી તેને કોન્સ્ટેન્ટીનોપલ સર કરવું હતું. પરિણામે જ્યારે તુર્કીમાં વસતા ખ્રિસ્તીઓને રક્ષવાનો અધિકાર રશિઆને આપવા તુર્કીએ ના પાડી, ત્યારે તેણે પોતાનું સૈન્ય રવાના કર્યું. તુર્કોએ ડેન્યુબ નદી ઓળંગી દુશ્મનને જમીન પર હરાવ્યા. બદલામાં રશીઅનોએ તુર્કી નૌકા સળગાવી મુકયું. અત્યારે ઘણાખરા લોકો એમ ધારે છે કે ગ્રેટબ્રિટન આ ઝઘડામાં ન પડયું હોત તો સારૂં થાત. વડા પ્રધાન લોર્ડ એબર્ડીને સુલેહ જાળવવા પોતાથી બનતી મહેનત કરી; પરંતુ લોર્ડ પામર્સ્ટન જેના હાથમાં અત્યારે સ્વદેશખાતું હતું, જેને પરદેશખાતા પર અધિકાર ન હતો, છતાં જેની પ્રધાનમંડળમાં પુષ્કળ લાગવગ હતી, તે

કાળા સમુદ્રમાંથી રશીઆનો પગ કાઢવા તથા તેને ખોખરૂં કરવા બહુ ઇંતેજાર હતો. વળી અંગ્રેજ પ્રજાની એવી ધારણા હતી કે અફ્ઘાનીસ્તાનમાં બનેલી દારૂણ ઘટના રશીઆના કારસ્તાનને લીધેજ થઈ હતી અને તેથી તેમને રશીઆપર ખાર હતો. ઉપરોક્ત સંજોગોને લીધે બ્રિટન લડાઇમાં જોડાયું. ફ્રાન્સ પણ ઉતર્યું. બ્રિટિશ અને ફ્રેન્ચ નૌકા ડાર્ડેનલ્સમાં થઇ કાળા સમુદ્રમાં તુર્કોને મદદ દેવા ખડા થયાં.

**ક્રીમીઆનું યુદ્ધ** આ યુદ્ધ નિરર્થક હતું, એટલુંજ નહિ પણ જે રીતે તે ચલાવવામાં આવ્યું તેમાં ઘણા દોષો હતા. યુદ્ધ ઘણુંખરૂં રશીઆની દક્ષિણે આવેલા ક્રીમીઆના દ્વીપકલ્પમાં ચાલ્યું. આલ્મા નદી નજીક મિત્રમંડળે રશીઆને હરાવ્યું અને આ વખતે તેઓ આગળ ધસી ગયા હોત તો ક્રીમીઆમાં આવેલો સીબાસ્ટેપોલનો મોટો કિલ્લો તેમને હાથ આવત. પરંતુ ફ્રેન્ચ સેનાપતિએ આમ કરવા ના પાડી અને અંગ્રેજ સેનાપતિએ એ વાત પડતી મુકી. આથી રશીઅન ઇજિનરોને એ કિલ્લો મજબુત બનાવવાનો સમય મળ્યો અને લડાઈ લંબાઈ. બ્રિટિશ અને ફ્રેન્ચ સૈનિકોનું વર્તન વખાણવા જોગ હતું. ત્યારપછી બેલકલાવાની લડાઇમાં એક બનાવ બન્યો જેને ટેનીસન કવિએ પોતાના કાવ્યવડે અમર બનાવ્યો છે. છસો આદમીની એક પલટનના સરદારે ભુલથી જ્યાં શત્રુનું આખુ સૈન્ય સજ્જ થઈ ખડું હતું તે દિશામાં જવાનો હુકમ આપ્યો. સોલ્જરો આ ભુલ જાણતા હતા છતાં સરદારના હુકમને માન આપી, પરિણામની બીલકુલ પરવા કર્યા વિના આગળ વધ્યા તથા તેમણે પોતાના જાન અર્પણ કર્યા. ૧૮૫૪માં ઇન્કિરમેન આગળ રશીઅનો હાર્યા. ત્યારપછી સીબાસ્ટોપોલનો કંટાળો ઉપજાવે એટલો લાંબો વખત ચાલેલો ઘેરો આવ્યો. લશ્કરની સ્થિતિ બહુ કફોડી બની. રશીઆ જેવો દેશ અને વળી શિયાળા જેવી ઋતુ એટલે ટાઢનું પુછવુંજ શું? ઉપરાંત બ્રિટનમાં ચાલતા ઘોટાળીઆ કારભારને લીધે સોલ્જરોને કપડાં અને બીજાં સાધન મળ્યાં ન હતાં. ઇંગ્લેંડથી સોલ્જરો માટે બુટની એક પેટી આવી, તે ખોલી જોયું તો બધા બુટ ડાબા પગના! આવા અંધેર કારભાર ચાલતા હતા. રોગ ફાટી

નીકળ્યા, અને સૈન્યમાં માંદગી વધી ગઈ. સૈનિકોને પાથરી સૂવાના ધાબળા પણ ન હતા. કંન્ટ્રાકટરો તરફથી ઘોડા માટે ઘાસ અને ચન્ની આવી, તો તેમાં લાદ વિગેરે કચરો ભેળવેલો હતો. આ સઘળા અવ્યવસ્થિત કારભારમાં એક નામ ખાસ સંભારવા જોગ છે. ફ્લોરેન્સ નાઈટીંન્ગેલ નામની નર્સ પોતાની સાથે એક સ્ત્રી મંડળ લઇને માંદા અને ઘાયલ થએલાની સારવાર માટે ઇંગ્લેંડથી ક્રીમીઆ આવી. સ્કુટારી મુકામે તે આવી કે તરતજ ત્યાંની ઈસ્પિતાલમાં વ્યવસ્થિત કામ થવા લગ્યું. ઘા ઉપર બરાબર પાટા બંધાતા થયા અને માંદાની માવજત સારી રીતે થવા લાગી. નાઈટીંન્ગેલના હાથ નીચે કેળવાએલી નર્સો આ દિનથી યુરોપમાં તમામ યુદ્ધક્ષેત્રોમાં સારવાર માટે જતી થઈ.

**પેરીસનું તહનામું** દરમ્યાન આ સઘળી ગેરવ્યવસ્થા અને દુઃખની વાત ઇંગ્લેંડ પહોંચતા પ્રજા ઘણી અધીરી બની, અને પામર્સ્ટનને વડો પ્રધાન નીમાવવા સારૂ પોકાર કરવા લાગી. પાર્લમેન્ટ મળી કે તરતજ લોર્ડ એબર્ડીને રાજીનામું આપ્યું અને પચાવનના આરંભમાં પામર્સ્ટન મુખ્ય પ્રધાન બન્યો. અધિકારીઓને જેમ જેમ અનુભવ મળતો ગયો તેમ તેમ તેમનો બદોબસ્ત સુધર્યો અને વ્યવસ્થા ઠીક ચાલવા લાગી. ઘેરો આખો ઉનાળો ચાલ્યો અને છેક સપ્ટેમ્બરમાં સીબાસ્ટોપોલ લેવાયું. બીજે વર્ષે એટલે ૧૮૫૬ની વસંતમાં પેરીસ આગળ સુલેહ થઈ જેમાં રશીઆએ એવું વચન આપ્યું કે અમે કાળા સમુદ્રમાં કાફલો રાખીશું નહિ.

**ક્રીમીઅન યુદ્ધનાં પરિણામ.** આ યુદ્ધનું મુખ્ય પરિણામ એ આવ્યું કે યુરોપી રાજ્યોએ યુરોપમાંના તુર્કી મહા રાજ્યને અખંડ રાખવા વચન આપ્યાં. પૂર્વનો પ્રશ્ન કેટલાક વર્ષ સુધી બંધ થયો. રશીઆની પાંખો ખંડિત કરવામાં આવી કેમકે હવે કાળો સમુદ્ર સાર્વજનિક ઠર્યો તેથી ત્યાં લડાયક જહાજ રહી શકે નહિ અને તેના કિનારાપર શસ્ત્રગૃહો સ્થપાય નહિ.

**સત્તાવનનો હિંદી બળવો.** બીજે વર્ષે બ્રિટનપર મહાભારત સંકટ આવી પડયું. હિંદમાં અગ્રેજોએ ઘણાં રાજ્યો, વિશેષે અયોધ્યા,

ખાલસા કર્યાં હતાં તેથી હિંદીઓના દિલ ઘણાં દુખાયાં હતાં. ઘણા દિવસથી વાતાવરણ ધુમાયાં કરતું હતું. તેવામાં એક વિચિત્ર વસ્તુને લીધે લોકોનો અસંતોષ પરિસીમાએ પહોંચ્યો. આ સમયમાં એક નવી જાતની બંદુક નીકળી જેમાંના કારતુસ વિષે સિપાઈઓને એવી ખબર મળી કે તેમાં ગાય અને ડુક્કરની ચરબીનો ઉપયોગ કરવામાં આવે છે. હિંદુઓ ગાયને પવિત્ર માને છે, અને મુસલમાનો ડુક્કરને નાપાક લેખે છે, એ વાત તો જગજાહેર છે. પરિણામે હિંદુ મુસલમાન બન્ને કોમના સૈનિકો ઉશ્કેરાયા. હિંદી સરકારે ચરબીને બદલે લીસા કપડાનો ઉપયોગ કરવા માંડયો. અંગ્રેજ અમલદારોએ સિપાઈઓને બહુ બહુ સમજાવ્યા; પણ તેઓ એમ માનવા લાગ્યા કે સરકાર અમને વટલાવવા માંગે છે. પ્રથમ બેરેકપુરમાં બે નાનાં છમકલાં થયાં. બે ત્રણ મહિના કેડે મીરતમાં ત્રણ પલટનોએ પોતાના ગોરા અમલદારોપર ગોળીબાર કર્યા; પછી દિલ્હી જઇ મોગલ બાદશાહને હિંદનો બાદશાહ જાહેર કરી તેઓ બીજી પલટનોને ઉશ્કેરવા લાગ્યા.

થોડા દિવસમાં આ આગ હિંદુસ્તાનના અર્ધાભાગમાં પ્રસરી ગઈ. એક બાજુ હજારો ગાંડા બનેલા દેશીઓ; અને સામી બાજુ મુઠ્ઠીભર ગોરા, એ સ્થિતિ હતી. સદ્‌ભાગ્યે આ સમયે મહાન રાજનીતિજ્ઞ કેનીંગનો પુત્ર, લોર્ડ કેનીંગ ગવર્નર જનરલ હતો. તે બુદ્ધિશાળી, બહાદુર, શાંત અને ચતુર હતો. આ બનાવ વિષે બે વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે; ૧. અંગ્રેજોનાં નિર્દય ખુન, અને ૨. ગવર્નરોનું ઉદાર વર્તન. પંજાબના ગવર્નર જોન લોરેન્સે સિપાઈઓનાં હથિયાર મુકાવી દીધાં અને પોતાની સલામતિનો જરાયે વિચાર કર્યા વિના પોતાનું ગોરૂં તથા સિખ સૈન્ય દિલ્હી મોકલી દીધું. સામા પક્ષનું જોર અધિક જોઇ, અયોધ્યાના ગવર્નર હેન્રી લોરેન્સે પોતાના બંગલાને કામચલાઉ કિલ્લો બનાવ્યો અને તેમાં સઘળા અંગ્રેજોને રાખ્યા. એક મહિના પછી ગોળી લાગવાથી તે મરણ પામ્યો અને મરતાં મરતાં તે કહેતો ગયો કે 'કદી તાબે થતા ના.'

કાનપુરમાં નાના સાહેબે ડાટ વાળ્યો. ઘણાં અંગ્રેજોને કાપી નાંખી તેણે તેમના મુડદાં એક કુવામાં નંખાવ્યાં. આ વાત સાંભળી અંગ્રેજો

ગુસ્સાથી ગાંડા જેવા બની ગયા. કેનીંગે તેમનો ક્રોધ રોકવા, તથા ખરા ગુન્હેગારોને સજા કરવા પોતાથી બનતું કર્યું. આ પ્રસંગે કેટલાક દેશીઓની વફાદારી એવી ઉચ્ચ હતી કે તેમણે પોતાના જાનના જોખમે પણ અંગ્રેજ બૈરાં છોકરાંને બચાવ્યાં. સરકારે દિલ્હી લીધું. પછી લખનૌમાંના અંગ્રેજોને છોડવવામાં આવ્યાં. અને ધીમે ધીમે બળવો શમાવી દેવામાં આવ્યો.

**બળવાનાં પરિણામ.** ૧૮૫૮માં ઇસ્ટ ઇંડીઆ કંપની બંધ કરવામાં આવી. અત્યાર પૂર્વે આપણે જોઈ ગયા કે બ્રિટિશ સરકારનું વલણ હિંદ તરફ ક્રમે ક્રમે બદલાતું જતું હતું. લોર્ડ નોર્થના સમયમાં પાર્લમેન્ટે કંપનીના હક્ક ઉપર તરાપ મારી પગ પેસારો શરૂ કર્યો. ત્યાર બાદ પિટે પોતાના 'ઇંડીઆ બીલ વડે કંપનીની રાજદ્વારી સત્તા લઈ લીધી. ત્યાર પછી કંપનીનો વેપાર પણ ક્રમે ક્રમે સરકારી અંકુશ હેઠળ મુકાયો. ૧૮૧૦ની અંદર પાર્લમેન્ટે કંપનીની સ્થિતિ વિષે તપાસ ચલાવી હતી, જેને પરિણામે એમ નક્કી થયું કે હિંદની માલિકી કંપની અને બ્રિટિશ સરકાર બન્નેની છે. વીશ વર્ષ કેડે ૧૮૩૩માં એવો ઠરાવ થયો કે કંપનીના હાથમાં હિંદ છે તે બ્રિટિશ સરકારની સોંપણ રૂપે છે. બીજા વીશ વર્ષ પછી કંપનીના અધિકારીઓ નીમવાની સત્તા રદ કરવામાં આવી. અને છેવટે ૧૮૫૮માં હિંદનું આખું રાજ્ય બ્રિટિશ સરકાર હસ્તક ગયું. અઢીસો વર્ષની કારકીર્દી પછી દુનિયાની મોટામાં મોટી કંપની, ઇસ્ટ ઇંડીઆ કંપની આ રીતે બંધ થઇ. વિકટોરીઆને હિંદની રાણી જાહેર કરવામાં આવી. કંપનીનું લશ્કર રાજલશ્કર બન્યું. અને લોર્ડ કેનીંગ પ્રથમ 'વાઇસરોય' (રાજાનો પ્રતિનિધિ) નીમાયો. તેના અને તેના અનુગામી લોરેન્સના અમલમાં હિંદમાં ઘણા ફેરફારો થયા. નવી નહેરો ખોદાઈ, રેલ્વે નંખાઈ, કપાસના વાવેતરને ઉત્તેજન અપાયું અને એ રીતે મેન્ચેસ્ટરની મીલો માટે ખોરાક તૈયાર થવા લાગ્યો. ૧૮૭૫માં પાટવીકુંવર એડવર્ડ હિંદ પધાર્યા અને બે વર્ષ પછી રાણીએ 'હિંદની મહારાણી' એ ઇલ્કાબ ધારણ કર્યો.

**૧૮૫૭ પછીનાં યુદ્ધ.** હવે પછીના પચીશ ત્રીશ વર્ષના ગાળામાં બ્રિટનને ૭ યુદ્ધોમાં ઉતરવું પડયું–પહેલું, ચીન સાથે ૧૮૫૫માં તથા ફરી

૧૮૬૦માં, જે વેળા બ્રિટન અને ફ્રાન્સનું સંયુક્ત સૈન્ય પેકીન નગરમાં દાખલ થયું; બીજું એબીસીનીઆમાં થયું તેમાં ત્યાંનો રાજા મરાયો; ત્રીજું, આશાન્ટી લોકો સાથે; ચોથુ, અફ્ઘાનીસ્તાનમાં જ્યાં અંગ્રેજ એલચીનું ખુન થયું હતું તેનું વેર લેવા લોર્ડ રોબર્ટસ ગયો હતો. પાંચમું ઝુલુ અને બોર લોકો સાથે; અને છઠ્ઠું સુડાનમાં, જે વેળા ગોરૂં લશ્કર નાઇલમાં પહેલીજ વાર આગળ વધ્યું. આ યુદ્ધમાં અંગ્રેજ વીર જ્યોર્જ ગોર્ડનનું ખુન થયું. તેનું વેર લેવા નીકળેલા લોર્ડ કિચનરે શત્રુનું સૈન્ય હરાવ્યું તથા ઓમદુરમાન અને ખારટુમનો કબજો લીધો.

**વધુ રાજકીય સુધારા.** ૧૮૭૫માં પામરર્સ્ટન ગુજરી ગયા પછી કોનઝર્વેટીવો અને લીબરલો વારા ફરતી પ્રધાન બન્યા અને તેમના નેતા લોર્ડ જોન રસેલ, ડીઝરાએલી, ગ્લેડસ્ટન, લોર્ડ રોઝબરી, અને લોર્ડ સોલ્સબરી હતા. આ બે પક્ષોને ઘણી બાબતોમાં મતભેદ હતો, છતાં કામદારોની સ્થિતિ સુધારવા તથા બ્રિટિશ પ્રજાના એકે એક અંગને રાજસત્તાનો વ્યાજબી હિસ્સો આપવા બન્નેએ પોતાથી બનતું કર્યું. ૧૮૫૮માં લોર્ડ ડર્બીની સરદારી હેઠળ કોન્ઝર્વેટીવ સરકારે જ્યુ લોકો પાર્લમેન્ટમાં દાખલ થઈ શકે એવો કાયદો કરાવ્યો. પછી નવ વર્ષે મતાધિકાર વધારવામાં આવ્યો. ૧૮૩૨માં સુધારા થયા હતા તેમાં મધ્યવર્ગને મતાધિકાર મળ્યા હતા. પરંતુ કામદાર વર્ગ રહી ગયો હતો. ત્રીસ પાંત્રીસ વર્ષ સુધી એ વર્ગ માટે કશું થયું નહિ. પછી ૧૮૬૭માં નવો સુધારાનો કાયદો થયો. તેમાં શહેરોમાં મ્યુનીસીપલ કર ભરનારાઓને, દશ પાઉન્ડનું વાર્ષિક ભાડું ભરનારાઓને, તથ જીલ્લામાં જેઓ દર વર્ષે બાર પાઉન્ડ ગણોત ભરે તેવાઓને પાર્લમેન્ટની ચુંટણીમાં મત આપવાનો અધિકાર મળ્યો. ત્યારપછી પાંચ વર્ષે 'બેલટ એકટ' થયા જેથી એવું થયું કે કયા પુરૂષે કોને મત આપ્યો તે વાત ગુપ્ત રહે. ૧૮૮૫માં ગ્લેડસ્ટનની મહેનતને લીધે પાછી મતદારોની સંખ્યા વધારવામાં આવી. આથી નાના નાના ગામડાંના ખેતી કરનારા મજુરો જેવાને યે મત મળ્યા અને મતદારની સંખ્યામાં પચીસ લાખનો વધારો થયો. આ રીતે ક્રમે ક્રમે બ્રિટનમાંના લગભગ એકે એક કામદારને ચુંટણીનો હક્ક મળ્યો.

**સ્વયંસેવકો.** દરમ્યાન પરદેશી ઉપાધીઓની અસર બ્રિટન પર ચતી હતી. ૧૮૫૮માં ઓર્સીની નામનો એક ઇટાલીઅન, ફ્રેન્ચ શહેનશાહનું ખુન કરવા તેની ગાડી ઉપર અવાર નવાર સતાઇને બોમ્બ ફેકતો. આ ઓર્સીનીના કેટલાક સાથીઓને ઇંગ્લેંડમાં આશ્રય મળવાથી ફ્રેન્ચો એટલા બધા ગુસ્સે થયા કે ઇંગ્લેડ અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ થશે એવો ભય લોકોમાં પેદા થયો. આ લોકલાગણીનો લાભ લઈ પામર્સ્ટને બંદુકવાળા સ્વયંસેવકો ઉભા કરવાની યોજનાને ઉત્તેજન આપ્યું. તેમની સંખ્યા સત્વર વધી ગઈ; અને તેઓ બ્રિટિશ સૈન્યના એક ભાગ તરીખે લેખાયા. પરંતુ ધારેલી લડાઈ કાંઈ થઈ નહિ; અને ૧૮૬૦માં કોબ્ડને ફ્રાન્સ સાથે કેટલાક વેપાર વિષેના ઉપયોગી કરાર કર્યા. સીત્તેરમાં ફ્રાન્સ અને પ્રશીઆને દારૂણ યુદ્ધ થયું, છતાં બ્રિટનમાં તેના છાંટા ઉડયા નહિ અને શાંતિ જળવાઈ રહી.

**અમેરિકામાં પ્રજાવિગ્રહ** ૧૮૬૧માં બીજી મુશ્કેલી ઉભી થઈ. ત્રણ વર્ષ પૂર્વે એટલેન્ટીક મહાસાગરની અંદર તારના દોરડાં મુકાયા હતાં અને તે દ્વારા પહેલો તાર રાણીએ યુનાઈટેડ સ્ટેઇટસના પ્રેસીડન્ટને મુકયો હતો; અને સૌને એમ લાગતું હતું કે બ્રિટન અને અમેરિકા વચ્ચેનો સંબંધ વધારે ધાડ થશે. તેટલામાં અમેરિકામાંથી પ્રજાવિગ્રહની વાત આવી. યુનાઈટેડ સ્ટેઇટસના ઉત્તર વિભાગવાળાઓને ગુલામી નાપસદ હોવાથી તેમણે તે રિવાજ બંધ કર્યો હતો. પરંતુ દક્ષિણ વિભાગમાં હજુ ગુલામી કાયમ હતી. ૧૮૫૦માં કેલીફોર્નીઆએ ગુલામી વિરૂદ્ધના કાયદા દાખલ કર્યા ત્યારે દક્ષિણવાળા ખુબ ગુસ્સે થયા. ૧૮૬૦ સુધીના પ્રેસીડન્ટો મુખ્યત્વે દક્ષિણના પક્ષમાં હતા. પણ ૧૮૬૦માં અબ્રહામ લીન્કન નામનો ન્યાયી અને મધ્યમ વિચારવાળો પુરૂષ પ્રેસીડન્ટ બન્યો. તેનું વલણ સામા પક્ષ તરફનું હોવાથી દક્ષિણવાળાઓએ ઉત્તરથી અળગા થવાની ઇચ્છા દર્શાવી. આ બે વિભાગ વચ્ચે ઝઘડો વધી ગયો અને ચાર વર્ષસુધી યુદ્ધ ચાલ્યું. દક્ષિણ વિભાગ અગ્રેજ કારખાનાઓને કપાસ પુરો પાડતો હતો, અને હવે ઉત્તરવાળાઓએ સામાવાળાનાં તમામ બંદરો બંધ કર્યાં, તેથી

લેન્કેશાયરના કારખાનાઓમાં કામ કરતા મજુરો રોજગાર વિનાના થયાથી ભુખે મરવા લાગ્યા. તેમને માટે ઘણાં ઉઘરાણાં થયાં છતાં તેમનું દુઃખ તો રહ્યુંજ. છતાં તેઓએ આ સઘળું દુઃખ સહન કર્યું અને આ યુદ્ધ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી કેમકે તેમનો મત એવો હતો કે દુનિયામાં એકે ગુલામ જોઇએજ નહિ. પરતુ ઇંગ્લેંડના ધનિક વર્ગની લાગણી દક્ષિણવાળા તરફ હતી, અને તેમણે મદદ પણ મોકલી હતી. છેવટે ૧૮૬૫માં ઉત્તરવાળાનો વિજય થયો, અને ગુલામીનો અંત આવ્યો. પરતુ ઉદાર વૃત્તિવાળા લીન્કનનું કોઈ ખુનીએ ખુન કર્યું. હવે યુદ્ધમાંથી પરવાર્યા પછી અમેરિકાની સરકારે બ્રિટિશ સરકારને પેલી દક્ષિણવાળાને મોકલેલી મદદ વિષે ફરીઆદ કરી જે માટે અંતે બ્રિટનને ત્રીશ લાખ પાઉન્ડ નુકશાનીના ભરવા પડયા.

દરમ્યાન ૧૮૬૧માં પ્રિન્સ ઓલ્બર્ટનું મોત થયું. બે વર્ષ પછી પાટવી કુંવર એડવર્ડનું ડેન્માર્કની રાજકુંવરી એલેકઝાન્ડ્રા સાથે લગ્ન થયું.

**કામદાર સંઘો.** આયર્લેન્ડમાં 'સીન ફીન' વાળાઓએ બળવો ઉઠાવ્યો. તેમાંના ઘણાને કેદ પકડવામાં આવ્યા. તેમની જેલની ભીંત સુરંગથી ઉડાવી દેવી એ જાતનું કાવત્રું થયું. મોટો ભડાકો તો થયો પરંતુ કેદીઓ છુટી શકયા નહિ શેફીલ્ડમાંના અંગ્રેજ કામદારોએ પણ એવાંજ તોફાન મચાવ્યાં. શેઠીઆ વર્ગ ઉપર સબળ દબાણ લાવવાના હેતુથી તેઓએ કામદાર-સંઘ સ્થાપ્યા. તેમના સંઘમાં નહિ સામેલ થનારા કામદારોને તેઓ ઠોકતા અને મારી પણ નાંખતા. સરકારે આ તોફાનીઓને સજા કીધા બાદ કામદાર-સઘ માટે નિયમો ઘડયા, જેથી ઉત્તમ સંઘો કાયદેસર ગણાતાં થયાં.

**જન સુખાકારીના ઉપાયો.** હવે પછી કેટલાક વર્ષો સુધી પાર્લમેન્ટે લોકકલ્યાણ તરફ નજર દોડાવી. ઓગણીસમી સદીમાં ઈંગ્લેંડમાં ત્રણવાર કોલેરા ફાટી નીકળ્યો હતો. ત્યારથી ગરીબ લત્તાનાં ઘર અને રસ્તા સ્વચ્છ રાખવા પ્રયાસ થયા હતા. અને સઘળા લોકો તંદુરસ્તિના

નિયમો તરફ વધારે લક્ષ આપતા હતા. પ્રવાહી કચરો જવા માટે દરેક ઘરને સારી મોરી હોવી જોઇએ અને તમામ ગંદકી સાફ થઇ જવી જોઈએ એવી મતલબના કાયદા થયા. આ વિષેની દેખરેખ રાખવા સરકારી અધિકારીઓ નીમાયા. પરિણામે ઇગ્લૅન્ડની તંદુરસ્તી સુધરી અને મરણપ્રમાણુ ઘટયું.

**કેળવણી.** ૧૮૭૦માં ઇગ્લેંડનાં તમામ બાળક ભણી શકે એવી જોગવાઇ કરવામાં આવી. થોડાં વર્ષ પછી ફરજીયાત શિક્ષણનો કાયદો થયો. પરિણામે નિશાળો અને વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી વધી ગઈ. આમ થયાથી અજ્ઞાન અને દુર્ગુણ ધીમે ધીમે ઓછા થતા ગયા. અત્યારે એકે એક જણને વાંચતા લખતાં શિખવવામાં આવે છે. વળી જુજ ખર્ચે ઉચ્ચ શિક્ષણ મેળવી શકાય એવી વિજ્ઞાન અને કળાની શાળાઓ આખા દેશમાં સ્થપાઈ. સ્ત્રી કેળવણી પણ બહુ વધી, અત્યાર સુધી જે ધર્મની બધી હતી તે કાઢી નાંખવાથી ઓકસફર્ડ અને ડબ્લિનની યુનિવર્સીટીઓમાં જુદા જુદા પથના ખ્રિસ્તીઓ દાખલ થઇ શકે એટલુંજ નહિ પણ હિંદુ મુસલમાન પણ ભણી શકે છે. એજ વર્ષે એટલે ૧૮૭૧માં નાણાં આપીને લશ્કરી પદવી મેળવવાનો રિવાજ બધ થયો. પરિણામે એવો નિયમ થયો કે લાંબી અને સારી દેશસેવાથીજ લશ્કરી પદવી મળી શકે.

**આયર્લૅન્ડ.** ૧૮૬૯માં ગ્લેડસ્ટને આયર્લૅન્ડનાં સંકટો નીહાળી કેથોલિકો અને પ્રોટેસ્ટન્ટોને સમાન બનાવ્યા. બાદ ૧૮૭૦ અને ૧૮૮૧માં તેણે જમીન માટે બે કાયદા કરાવ્યા. પહેલા કાયદાથી ગણોતીઆ ખેડુતોને જમીન ઉપર પોતે કરેલા ખર્ચ માટે વ્યાજબી બદલાનો હક્ક મળ્યો તથા તે જમીન ખરીદી શકે એવી સગવડ થઈ. ૧૮૮૧ના કાયદાથી એમ થયુ કે ગણોત પહેલાં જમીનદાર અને ખેડુત નક્કી કરતા, તેને બદલે હવે તે કાર્ય માટે એક કોર્ટ નીમાઈ, જેણે પદર વર્ષ માટેનું ગણોત નક્કી કર્યું ગ્લેડસ્ટનને તો તેમનું ભલું કરવાની અભિલાષા હતી, છતાં બન્યું એવું કે આ કોર્ટ સામે આયર્લૅન્ડમાં પુષ્કળ પોકાર ઉઠયા. આયરિશ આગેવાન

પાર્નેલે પોતાની પ્રજાકીય ચળવળ ચાલુ રાખી; આખા દેશમાં અરાજકતા વ્યાપી રહી, અને ભયંકર ખુન તથા હુલ્લડ થવા લાગ્યાં. સરકારે દમનનીતિ અખત્યાર કરી, અને પાર્નેલ આદિ આગેવાનોને કેદ કર્યા. ૧૮૮૨માં ડબ્લિનના એક બાગમાં લોર્ડ કેવેન્ડીશ અને બર્ક જેઓ ત્યાં સમાધાન સારૂ ગયા હતા તેમનાં ખુન થયાં. આ પ્રમાણે એક બાજુથી સરકારની દમનનીતિ અને બીજી બાજુથી પ્રજાનાં હુલ્લડ ચાર વર્ષ સુધી ચાલુ રહ્યાં.

**પ્રથમ હોમરૂલ બીલ**. અંતે ૧૮૮૬માં ગ્લેડસ્ટને પોતાનું આયર્લેન્ડ માટેનું પ્રથમ હોમરૂલ બીલ તૈયાર કર્યું. તેમાં આયર્લેન્ડને નોખી પાર્લમેન્ટ આપવાનું હોવાથી પાર્નેલ તથા તેના પચ્યાસો સાથીતોએ એ બાબતમાં અનુમતિ દર્શાવી. પરતુ એ બીલને લીધે લીબરલ પક્ષમાં ભાગલા પડી ગયા. ચેમ્બરલીન, બ્રાઇટ અને બીજા ઘણા મોટા મોટા લીબરલો ગ્લેડસ્ટનથી જુદા પડયા તેઓ બ્રિટિશ સામ્રાજ્યની એકતાના સિદ્ધાન્તને અનુસરનારા હોવાથી તેમણે 'યુનીઅનીસ્ટ' પક્ષ ઉભો કર્યો. આ પક્ષના બળને લીધે ગ્લેડસ્ટનનું બીલ પાર્લમેન્ટમાં ઉડી ગયું. ૧૮૯૨માં તે પાછો મુખ્ય પ્રધાન બન્યો ત્યારે તેણે પોતાનું બીજું હોમરૂલ બીલ રજુ કર્યું. તેમાં ફેર એટલો હતો કે નોખી પાર્લમેન્ટ આપવા ઉપરાંત આયર્લંન્ડના થોડા સભ્યો ઇંગ્લિશ પાર્લમેન્ટમાં બેસે એવી જોગવાઈ હતી. આ છુટછાટની કલમ આયર્લેન્ડ અને ઇંગ્લેંડનો સબંધ તુટવાનો ભય દૂર કરવા માટે હતી. છતાં ઉમરાવ સભાએ તે બીલ નાપાસ કર્યું. અને ગ્લેડસ્ટને ૧૮૯૪માં રાજીનામું આપ્યું.

**પચાશ વર્ષમાં થએલી પ્રગતિ**. ૧૮૮૭માં વીકટોરીઆ રાણીને ગાદીએ બેઠાને પચાશ વર્ષ પુરાં થયાં. આ સમયનો ઇતિહાસ તપાસીએ તો માલમ પડશે કે દેશમાં ઘણા મોટા મોટા બનાવો બન્યા હતા. ૧૮૮૭નું અને ૧૮૩૭નું ઇંગ્લેડ એ બેની તુલના કરવાથી આપણે આ અરસામાં થએલી પ્રગતિનું દિગ્દર્શન કરી શકીશું.

**૧૮૩૭નું ઇંગ્લેંડ.** વિકટોરીઆના રાજ્યના આરંભમાં ગરીબાઈ ઘણી હતી, મજુરીના દર હલકા અને ખોરાકનાં સાધન મોંઘા હતાં. વળી

લોકસમુહ અભણ અને અસંતુષ્ટ હતો. ઈંગ્લેંડનું મુખ્ય બળ હજુ ખેતી પર હતું, એંસી ટકા વસ્તી ખેતીમાં રોકાએલી હોવાથી તે હજુ ખેતી–પ્રધાન દેશ હતો. અત્યારનાં કેટલાંક મોટાં શહેરો તે વેળા છેક નાનાં ગામડાં હતાં. ખનિજ સંપત્તિ ઘણે ભાગે હજુ ગુપ્ત હતી. વળી વાહનખર્ચ પુષ્કળ થતો હોવાથી ખાણ ચલાવવી મોંઘી પડતી. જે યાંત્રિક સુધારાને લીધે બ્રિટિશ કારખાનાં આગળ ધપ્યાં તેની હજુ શરૂઆત હતી, પરદેશ સાથેનો વેપાર દ્રઢતાથી વધતો હતો, છતાં સઢના બળે ચાલતાં વહાણોમાં માલ લઈ જતાં ઘણી અડચણો નડતી અને વખત પણ ઘણો લાગતો. વેપારવૃદ્ધિમાં આ એક પ્રકારની અટકાયત હતી.

**૧૮૮૯નું ઇંગ્લેંડ.** ઉપરોક્ત સ્થિતિ પચાશ વર્ષમાં ઘણી બદલાઈ ગઇ વિજ્ઞાનનું અધ્યયન પુરજોશથી થવાને લીધે દૈનિક જીવનમાં મહા ઉપયોગી એવી અનેક શોધો થવા લાગી. સૌથી અગત્યની શોધ તો યત્ર, રેલ્વે સ્ટીમર, તથા વીજળીક તારની હતી. યંત્રના ઉપયોગથી વસ્તુઓ પહેલાં કરતાં સોગણી ઝડપે બનવા લાગી. વળી પહેલાં જ્યાં એક આદમીને કામ મળતું ત્યાં હવે પચાસને મળવા માંડયુ. રેલ્વે અને સ્ટીમરોને લીધે દેશ દેશનું અતર કમી થઈ ગયું. માણસ તથા માલને પહેલાં અમેરિકા જતાં દોઢ મહિનો, અને હિંદુસ્તાન જતાં છ મહિના થતા, તે હવે આઠ દિવસમાં એટલેન્ટીક ઓળંગી અમેરિકામાં, અને બાવીશ દિવસમાં હિંદમાં દાખલ થઇ શકે છે. ત્રીજી શોધ, વીજળીક તારની, તે ઘણી રીતે સૌ શોધોમાં અદ્‌ભુત છે. અસલના અંગ્રેજ સોદાગરોને હિંદમાં કે ઓસ્ટ્રેલીઆમાં થતા પોતાના માલના વેચાણ વિષેની ખબર નવ મહિને મળતી. અને પ્રધાનો પણ આવીજ રીતે ઘણીવાર અંધારામાં રહેતા. અત્યારે એ બન્ને વર્ગો તાર દ્વારા ફક્ત થોડા કલાકમાં દુનિયાના કોઈ પણ ભાગમાં બનતા બનાવોની પાયાદાર હકીકત મેળવી શકે છે. આવી રીતે જે બ્રિટન દેશ એક વેળા કેવળ નાનો સરખો ટાપુ હતો તે હાલ પોતાના હાથ આખી પૃથ્વી પર પ્રસારી રહ્યો છે.

**વિજ્ઞાન અને સાહિત્ય.** વિચાર અને જ્ઞાનના વિષયમાં પણ આ પચાસ વર્ષમાં અંગ્રેજોએ અજબ પ્રગતિ કરી છે. છબી પાડવાના કેમેરા,

વીજળીના દીવા, ટેલીફોન જે દૂર વસતા આપણા મિત્રનો ખુદ અવાજ આપણા કર્ણ આગળ આણી આપે છે તે, આ સઘળી શોધો તો આપણા જોત જોતાં થઈ, વળી અસલના ઇતિહાસના સંશોધન તથા ઇજીપ્ત અને આસીરીઆના શિલા લેખોના ઉકેલ થવાથી ભૂતકાળનું ઠીક ભાન થવા લાગ્યું. પ્રાણીવિદ્યા અને ભુસ્તરવિદ્યામાં લાયેલ, ડાર્વિન, હર્બર્ટ સ્પેન્સર જેવા અગ્રણીઓએ માણસની બુદ્ધિ માટે નવા પ્રદેશો ખોલી દીધા. સર્વ પ્રકારનું સાહિત્ય સસ્તુ થયું, ' ફ્રી લાયબ્રેરી ' અનેક સ્થળોએ સ્થપાયાથી વગર ખર્ચે પણ માણસ વાંચી શકે છે. ઇતિહાસના ક્ષેત્રમાં ગ્રીન, ફ્રીમેન, ગાર્ડીનર અને લેકી જેવા સમર્થ વિદ્વાનો પ્રગટ થયા. સાહિત્યના મેદાનમાં ઠેકરે, ડીકન્સ, ટેનીસન વિગેરે વિદ્વાનો પકાયા. ઠેઠ ઉત્તર ધ્રુવમાં જવાની સાહસિક તૈયારીઓ પણ આ સમયમાંજ થઈ.

**૧૮૮૭નો ઉત્સવ.** ૧૮૮૭માં રાણીના રાજ્યને પચાશ વર્ષ પુરાં થયાં. તે પ્રસગે આખી પ્રજાએ ઉત્સવ પાળ્યો.

**જીલ્લા કાઉન્સિલ.** ૧૮૮૮માં સ્થાનિક કારભાર માટે જીલ્લા કાઉન્સિલો સ્થપાઇ, અને તેની પુઠે તાલુકા કાઉન્સિલો સ્થપાઇ. આમ થવાથી પાર્લમેન્ટનો ઘણો બોજો ઓછો થયો.

**પાર્નેલની પડતી.** ૧૮૯૦માં આયરિશ પક્ષમાં તુટ પડી. ટાઇમ્સ પેપરે બે વપ ઉપર પાર્નેલ ઉપર અમુક અક્ષેપો મુકેલા તેની તપાસ કરવા એક કમીશન નીમાયું. કેટલાક આક્ષેપો ખરા સાબીત થયા અને કેટલાક ખોટા ઠર્યા. પછી પાર્નેલ એક વ્યારગતિના પ્રશ્નમાં સડોવાએલો હોવાથી ગ્લેડસ્ટને તેનો ત્યાગ કર્યો. તેના અનુયાયીઓમાં બે તડ પડયાં. પાર્નેલ વિરૂદ્ધના તડે જસ્ટીન મેકકાર્થીને આગેવાન નીમ્યો. ૧૮૯૧મા જ્યારે પાર્નેલનું મરણ થયું ત્યારે આયરિશ પક્ષ લુલો થઈ ગયો.

**ગ્લેડસ્ટનનું છેલ્લું પ્રધાનવટું.** ૧૮૯૨માં ગ્લેડસ્ટન ચોથી વાર મુખ્ય પ્રધાન બન્યો અને તેણે પોતાનું બીજું હોમરૂલ બીલ આમસભામાં

પસાર કરાવ્યું. પરંતુ ઉમરાવસભામાં તેની સખત હાર થઈ. લિબરલોએ ઉમરાવો વિરૂદ્ધ લોકલાગણી ઉશ્કેરવા પ્રયાસ કર્યા પણ તેમાં કાંઈ વળ્યું નહિ. હોમરૂલની ચળવળ બંધ થઈ તેથી ઈંગ્લેંડમાં બધા ખુશ થયા. ગ્લેડસ્ટને ચોરાણુમાં રાજીનામું આપ્યું અને ચાર વર્ષ પછી તેનું મરણ થયું.

**કોન્ઝર્વેટીવ બહુમતિ.** ૧૮૦૫માં નવી ચુંટણી થઈ તેમાં લોર્ડ સોલ્સબરીના હાથમાં કારભાર આવ્યો અને બાલ્ફર આમસભાનો આગેવાન બન્યો. પાંચ વર્ષ પછી ૧૯૦૦ની ચુટણીમાં પણ કોન્ઝર્વેટીવ બહુમતિ આવવાથી સોલ્સબરીનો કારભાર રાજ્યના અંત સુધી કાયમ રહ્યો.

**૧૮૯૭નો ઉત્સવ.** ૧૮૯૭માં રાણીના રાજ્યને સાઠ વર્ષ પુરા થતાં હોવાથી ઉત્સવ પળાયો. આ પ્રસંગે દુનિયાના તમામ ભાગોમાંથી બ્રિટિશ પ્રજાના પ્રતિનિધિઓને બોલાવવામાં આવ્યા હતા.

**બોર વિગ્રહ ૧૮૯૯ થી ૧૯૦૨.** પરંતુ ઓગણીસમી સદીનો અંત સલાહશાંતિથી થવાનો ન હતો ૧૮૯૯માં બોર લોકો સાથે અંગ્રેજોને યુદ્ધ થયું. આ બોર લોકો, ૧૬૨૫માં કેઈપ ઓફ ગુડ હોપ આગળ જે ડચ લોકો સ્થાયિ સંસ્થાન વસાવી રહેલા તેના વંશજો હતા. આ સદીના આરંભમાં જ્યારે અંગ્રેજોએ કેઈપ ઓફ ગુડ હોપનું સંસ્થાન મેળવ્યું ત્યારે ત્યાં વસતા બોરો ઉત્તર તરફ ગયા. એ રીતે નવા આવનારા સાથે મળી જવા કરતાં તેઓએ વધુ અને વધુ ઉત્તર તરફ વસવું પસંદ કર્યું. ૧૮૫૦ ના અરસામાં તેઓએ ઓરેન્જ ફ્રી સ્ટેઇટ અને ટ્રાન્સવાલ નામનાં બે સંસ્થાનો વસાવ્યાં. વીશ વર્ષ પછી તેમની હદમાં આવેલા કીમ્બર્લી આગળ હીરાની ખાણ હાથ લાગવાથી ત્યાં લોકોનો પુષ્કળ ધસારો થયો. આમાંના ઘણાખરા બ્રિટિશ હોવાથી બ્રિટને કીમ્બર્લીવાળો મુલક જે ઉપર બોર લોકો દાવો કરતા હતા તે લઈ લીધો (૧૮૭૧). ત્યારબાદ છ વર્ષે ટ્રાન્સવાલ પણ બ્રિટને સર કર્યું. આને લીધે અંગ્રેજોને ઝુલુઓ સાથે યુદ્ધમાં ઉતરવું પડયું. આરંભમા અગ્રેજો હાર્યા, પણ અંતે તેમનો જય થયો. ત્યાર પછી બોરોએ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા બળવો જગાવ્યો. બ્રિટિશો પાસે પુરતાં

સાધન ન હોવાથી તેઓ માજુબા હિલ આગળ હાર્યા. અંતે ગ્લેડસ્ટને બોર લોકોનું સ્વાતંત્ર્ય કબુલ રાખ્યું, અને ટ્રાન્સવાલ તેમને સોંપાયું.

**વિગ્રહના કારણો.** બ્રિટિશ અને બોર વચ્ચે જાતિવેર હતું. વળી ટ્રાન્સવાલ જોકે ૧૮૮૧માં સ્વતંત્ર બન્યું હતું, છતાં અંગ્રેજો તેના મુખીપણાનો દાવો કરતા હતા. એ ઉપરાંત હીરા અને સોનાની ખાણો હાથ લાગેલી હોવાથી ત્યાં લક્ષ્મીને લોભે આવનારા લોકો ઉભરાયા હતા. બોરોને સર્વ પરદેશીઓ તરફ તિરસ્કાર હતો. તેઓ તેમને 'ઉટલેન્ડર' વિદેશી કહેતા તથા તેમની સાથે કશો સબંધ રાખવા ઇચ્છિતા ન હતા. પરંતુ ક્રમે ક્રમે આ વિદેશીઓની સખ્યા વધતી ગઈ અને તેઓ બોરોના જેવાજ રાજકીય હક્કની માંગણી કરવા લાગ્યા. તેમાંના ઘણાખરા અગ્રેજો હતા અને તેઓ જોહાનેસબર્ગ નામના નવા વસેલા શહેરમાં મુખ્યત્વે વસતા હતા. તેમને શહેરીઓ તરીખેના સમાન હક્ક ન મળ્યા અને તેમના પર ભારે કર નંખાયાથી તેમણે ડૉ. જેમીસન નામના અધિકારીની મદદ માંગી. તે પાંચસો આદમીની પલટન લઈ ટ્રાન્સવાલ પર તુટી પડયો. પરંતુ બોરોએ તેને હરાવ્યો અને કેદ પકડયો. પછી બોર પ્રેસીડન્ટ પોલ ક્રુગરે તેને યોગ્ય સજા માટે બ્રિટિશ સરકારને હવાલે કર્યો. પણ ત્યાં તેને માત્ર નામની સજા થઈ. આથી બન્ને પ્રજા વચ્ચેનો બગડેલો સબંધ વધારે બગડયો. ઉપરાંત ક્રુગર અને બ્રિટિશ સરકાર વચ્ચે 'ઉટલેન્ડરો'ને સમાન હક્ક આપવા વિષેના તુમાર ચાલ્યા કરતા હતા, પરતુ તેનો છેવટનો ફેંસલો કેમે કર્યો આવતો ન હતો. આ કારણોને લીધે બન્ને પક્ષોએ યુદ્ધની તૈયારીઓ કરવા માંડી. નાતાલના રક્ષણ માટે હિંદુસ્તાનથી લશ્કર બોલાવાયું. બોર લોકોએ બ્રિટિશ સૈન્ય ખેંચી લેવા લખ્યું. આ લખાણ અપમાનકારક લાગવાથી યુદ્ધ જાહેર થયુ.

આરંભમાં અગ્રેજોએ ખુબ હાર ખાધી. પણ પાછળથી હિંદી અને સંસ્થાની સૈન્યોની મદદ આવવાથી બાજી પલટાઇ ગઈ. ૧૯૦૦ના અંત સુધીમાં આફ્રીકાના રણક્ષેત્રમાં અઢી લાખ ઉપર સૈનિકો આવી ચુકયા હતા. લોર્ડ રોબર્ટસ સેનાધિપતિ અને લોર્ડ કિચનર તેનો મદદનીશ હતો. આ

નામાંકિત વીરોની સરદારી હેઠળ અંગ્રેજોએ સારી સારી જીત મેળવી. ઓરેન્જ ફ્રી સ્ટેઇટ અને ટ્રાન્સવાલ અંગ્રેજ મુલક સાથે જોડી દેવામાં આવ્યાં. અંતે બોરો તાબે થયા અને પ્રીટોરીઆમાં સલાહ થઈ. ચાર વર્ષ પછી આ બે સંસ્થાનોને સ્વરાજ બક્ષાયું. ૧૯૦૯માં કેઇપ કોલોની, નાતાલ, ટ્રાન્સવાલ, અને ઓરેન્જ રીવર કોલોની એકત્ર થયાં.

**ચીનમાં છમકલું.** આફ્રીકામાં માંડ શાંતિ થઇ ત્યાં ચીનમાં હોળી સળગી. રશીઆ, જર્મની, ફ્રાન્સ, બ્રિટન, અને ઇટલિ દરેકને પોતાનો વેપાર તથા લાગવગ ચીનના જુદા જુદા પ્રાંતોમાં વધારવાની દાનત હતી. દરેકે પોતાના દાવા એવા આગ્રહથી રજુ કરવા માંડ્યા કે ચીનની ચતુર રાજમાતાએ તમામ ગોરાઓને દેશ બહાર કાઢવાનો નિશ્ચય કર્યો. 'બોકસર' નામની તોફાની ચીનાઓની ટોળીએ કેટલાક ગોરાઓની, વિશેષે પાદરીઓની કતલ કરી (૧૯૦૦). આ સાંભળી નૌકાપતિ સીમુરે પેકીન પહોંચવાનો યત્ન કર્યો પણ દુશ્મનનું બળ પુષ્કળ હોવાથી તેને પાછા હઠવું પડયું. પછી જર્મન એલચીનું ખુન થયું અને એવી અફવા ઉડી કે તમામ યુરોપી એલચીઓને ચીનાઓએ મારી નાંખ્યા છે. પાંચે યુરોપી રાજ્યોએ એકત્ર થઈ પોતપોતાનું સૈન્ય પેકીન મોકલ્યું. ત્યાં પહોંચતાં ખબર મળી કે એલચીઓ સલામત છે.

**ઓસ્ટ્રેલીઆ.** આજ વર્ષમાં ઓસ્ટ્રેલીઆના જુદા જુદા પ્રાન્તોને એક કરવા ત્યાં એક મધ્યસ્થ પાર્લમેન્ટ સ્થાપવાનું નક્કી થયું, તથા તેને આખા દેશના પોસ્ટ, તાર, રેલ્વે, અને દેશસંરક્ષણનાં ખાતાં સોંપાયા.

**રાણીનું મરણ.** ૧૯૦૧ની શરૂઆતમાં વૃદ્ધ વયે પહોંચેલા વિકટોરીઆ રાણી પથારીવશ થયાં. જર્મન કૈસર પોતાના માનમાં થતો ઉત્સવ ત્યાગી દાદીને (માની મા) મળવા આવ્યો. ટુંક સમયમાં રાણીનું મરણ થયું અને પાટવી કુંવર સાતમા એડવર્ડના નામથી ગાદીએ આવ્યો.

**પૂર્વનો પ્રશ્ન.** આ રાજ્યની સમાપ્તિ કરતાં પહેલાં પૂર્વનો પ્રશ્ન ચર્ચી લેવો જોઇએ. આ લાંબા રાજ્ય દરમ્યાન ઇજીપ્તનો સવાલ ઘણો કઠણ બન્યો હતો.

રશીઆને તાબે કોઈ સ્થાયિ અને સ્વતંત્ર બંદર ન હતું. ઉત્તરમાં આવેલું આર્કેન્જલ બંદર વર્ષના ઘણાખરા ભાગ દરમ્યાન બરફથી છવાઈ રહે છે. બાલ્ટીક સમુદ્ર પર રશીઆનું સ્વામિત્વ ન હતું. વળી ભૂમધ્યસાગર તરફનો માર્ગ બોસ્ફોરસ અને ડાર્ડેનલ્સને લીધે બંધ બને છે. આ પરિસ્થિતિને લીધે રશીઆએ સદાએ ભૂમધ્ય તરફનો માર્ગ મેળવવા તથ ભૂમધ્યના પૂર્વ ભાગને પોતાનો બનાવી લેવા તજવીજ કરી છે. રશીઆનો આ ઉદ્દેશ નિષ્ફળ બનાવવા ઇંગ્લેંડ ઇંતેજાર હતું, કેમકે જો એક વખત રશીઆ ભૂમધ્યનો કબજો લેવામાં ફાવે તો પછી તેનો સંસ્થાનલોભ અટકાવવો ભારે થઈ પડે એમ હતું. વળી ફ્રાન્સનો ડોળો ઇજીપ્ત અને સીરીઆ પર હતો.

આવા પરસ્પર વિરોધી સ્વાર્થો અને તેમાંથી પરિણમતી આંતરરાષ્ટ્રીય ખેંચતાણને 'પૂર્વનો પ્રશ્ન' એવું નામ સામાન્ય રીતે અપાય છે. આ સ્થિતિ થવાનું એક કારણ એ હતું કે તુર્કી સલ્તનતમાં સડો પેઠો હતો.

૧૮૩૩માં મહમદ અલી નામના પુરૂષે પોતાના રાજા, તુર્કીના સુલ્તાન સામે હથિયાર ઉપાડયા તથા આખું ઇજીપ્ત સર કર્યું. છ વર્ષ પછી સુલ્તાને તેના ઉપર ચઢાઇ કરી પરંતુ તેમાં તેની સજડ હાર થઈ અને મહમદ અલી કોન્સ્ટેન્ટીનોપલ જીતી લેશે એવો ભય લાગવા માંડયો. મહમદ પાશાની કૃપા મેળવવાની આતુરતાને લીધે ફ્રાન્સ એ ઝઘડાથી અળગું રહ્યું. પરંતુ બીજાં રાજ્યો તુર્કી સલ્તનતને ટકાવી રાખવા ઉત્સુક હતા, અને તેમણે સુલ્તાનને મદદ કરી. અંતે મહમદ અલીને સીરીઆ પાછું તુર્કીને સોંપી દેવું પડયું.

**ઇસ્માઇલ પાશા.** ૧૮૬૩માં મહમદઅલીની ગાદીએ તેનો પૌત્ર ઇસ્માઇલિ આવ્યો હતો. તેના રાજ્ય દરમ્યાન ૧૮૬૮માં સુવેઝની નહેર ખોલાયાથી ઇજીપ્તનું ભૌગોલિક મહત્ત્વ ઘણું વધી ગયું. આ જળમાર્ગથી હિંદુસ્તાન આવવાનો રસ્તો ઘણો ટુંકાયો હતો તેથી ઇંગ્લંડ તેનો કબજો લેવાની તજવીજ કરવા માંડી. ઇંગ્લેંડના પ્રયત્ન સફળ થયા. ઇસ્માઇલિ પાશા અતિ ખર્ચાળ હોવાથી નાણાંની તંગીમાં આવી પડયો. સુવેઝ કનાલ

કંપનીના ત્રીજા ભાગના 'શેર' તેના નામ પર હતા. તેનું વ્યાજ પુષ્કળ આવતું હતું. પરંતુ તેનો ખર્ચ લખલુટ હતો. ઇજીપ્તનું દેવું ત્રીશ લાખ પાઉન્ડથી ઉપડયું તે દશ કરોડે પહોંચ્યું. ૧૮૭૮માં ઇંગ્લેંડમાં ડીઝરાએલી મુખ્ય પ્રધાન હતો, તેને એવી ખબર મળી કે ઇજીપ્તનો રાજા પોતાના સુવેઝવાળા શેર વેચવા ઇચ્છે છે. આ વાત સાંભળતાની સાથેજ તેણે પોતાને જોખમે તાર કરી દીધો કે હું એ સઘળા શેર માટે ચાળીશ લાખ પાઉન્ડ આપવા તૈયાર છું. આ કાર્ય ડહાપણ ભર્યું તથા લાભદાયક હતું કેમકે એથી એક વેપારી રાજમાર્ગ અને હિંદ આવવાનો દરવાજો બ્રિટનના હાથમાં આવ્યો. દરમ્યાન દેશની અવદશા થતી જોઇ સુલ્તાને ઇસ્માઇલિને પદભ્રષ્ટ કરી તેના પુત્ર તોફીકને ગાદી આપી. નવા ખેદીવ (ઇજિપ્તનો રાજા) ના રાજ્યારોહણ સાથે ત્યાંનો આર્થિક વહીવટ ગ્રેટ બ્રિટન અને ફ્રાન્સને સોંપાયો.

**અરબી પાશા.** આ દ્વિમુખી સત્તા ઇજીપ્તવાળાઓને સારી લાગી નહિ. ત્યાં વિદેશી વિરૂદ્ધની ચળવળ શરૂ થઇ, અને અરબી પાશા નામના લશ્કરી અમલદારે, સેનામાં ઘણા વખતથી પગાર નહિ મળેલો હોવાથી અસંતોષ હતો તેનો લાભ લઇ, બળવો જગાવ્યો. પચાશેક ગોરાઓ ઠાર મરાયા. આથી બ્રિટીશ કાફલાએ એલેકઝાન્ડ્રીઆ ઉપર તોપનો મારો ચલાવ્યો, અને બ્રિટિશ સેનાએ તેલલ કબીર નજીક બળવાખોરોને હરાવ્યા. આ સમયે ફ્રાન્સ ખસી ગયું, એટલે એકલા બ્રિટનને માથે બળવો શમાવવાનો આવ્યો.

**માહદી.** અરબી પાશાનો બળવો શમ્યો કે તરતજ સુડાનમાં સંકટ ઉભું થયું. ૧૮૮૧માં એક માણસ માહદી તરીખે જાહેર થયો. માહદી એટલે એવો પુરૂષ કે જે, મુસલમાનોની ધારણા મુજબ, સર્વત્ર ઇસ્લામની સ્થાપના કરી શકે. જોતજોતામાં ઘણાઓ તેના સાથમાં જોડાયા. ઇજિપ્તથી એક સૈન્ય તેમની સામે ગયું. પણ તે સજડ હાર ખાઇ ગયું. આ હારથી એવી ગંભીર આફત આવી પડી કે બ્રિટિશ સરકારે ઇજિપ્તના

ખેદીવને સુડાન ખાલી કરવા સલાહ આપી. ગોર્ડનને સુડાનમાં રહેલા ઇજીપ્તના સૈન્યોને છોડાવી લાવવાનું કઠણુ કામ સોંપાયું.

ગોર્ડનને બે કામ કરવાનાં હતાં, એક તો પચાશેક હજાર જેટલું સૈન્ય છોડાવી લાવવાનું, અને બીજું સુડાનવાળા સાથે કામચલાઉ સરકારની ગોઠવણ કરવાનું. તે ખારટુમ ગયો; ત્યાં તેને માહદીની સેનાએ ઘેરી લાધો. આ રીતે ગોર્ડન ફસાઇ પડયો; તેનાથી પાછા ફરાય એમ ન હતું. છતાં આ સમાચારની ઇંગ્લેડમાં ભારે અસર થઈ નહિ. પાંચ પાંચ મહિના વીતી ગયા છતાં તેને છોડાવવા માટે કશું પગલું લેવાયું નહિ. ૩૧૭ દિવસના પ્રતાપી આત્મરક્ષણુ પછી ખારટુમ શત્રુને હાથ ગયું અને ગોર્ડનનું મરણુ થયું. આ પછી બે દિવસે લોર્ડ વુલ્સલી મદદ લઇ ખારટુમ આવી પહોંચ્યો. પરતુ તે મોડો પડયો. ખારટુમ સર કર્યા પછી સુડાનમાંની ઇજીપ્શીઅન સેનાઓની કતલ થઈ.

**બ્રિટિશ અધિવાસ.** ઇજીપ્તમાં અરબીવાળો બળવો શાંત થયો અને તોફીક પાછો પોતાની ગાદી પર નિર્ભય બન્યો. પરંતુ તેની નિર્બળતા એટલી બધી હતી કે બ્રિટને કામચલાઉ રાજ્ય કારભાર પોતાને હાથ લેવા નિશ્ચય કર્યો. ખેદીવ નામનો રાજા રહ્યો; અને બ્રિટિશ કોન્સલ ( વકીલ ) ખરો રાજા બન્યો.

**લોર્ડ ક્રોમર.** ઇજીપ્તમાં પ્રથમ બ્રિટિશ કોન્સલ લોર્ડ ક્રોમર હતો. તેના અમલ દરમ્યાન ઇજીપ્તની આબાદી વધી. તેણે દાખલ કરેલી પદ્ધતિથી ઘણા લાભ થએલા હોવાથી તે 'અર્વાચીન ઇજીપ્તનો ઉત્પાદક' કહેવાયો.

**સુડાન.** દરમ્યાન સુડાનમાં માહદીવાળાનું રાજ્ય હતું. પણુ ૧૮૯૮માં લોર્ડ કિચનરે એ દેશ જીતવાનું કામ માથે લીધું. ઓમ્ડુરમાન આગળ તેણે માહદીના ચેલાઓને હરાવ્યા, ખારટુમ સર કર્યું, અને ત્યાં ઇજીપ્ત અને ગ્રેટબ્રિટનની સંયુક્ત રાજસત્તા સ્થાપી.

**સ્વાતંત્ર્ય.** હવે ઇજીપ્તની કથામાં એકજ મુખ્ય વસ્તુ બાકી રહી. ૧૯૨૧માં ઇજીપ્તને સ્વરાજ્ય સોંપાયું અને ઇગ્લેંડે કેવળ સુવેઝ કનાલ અને કેઇપ-કેરો-રેલ્વેને લગતો પ્રદેશ હાથ રાખ્યો.

---

## પ્રકરણ ૨૧.

### સાતમો એડવર્ડ. ૧૯૦૧-૧૯૧૦.

**જાપાન સાથે કરાર.** સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક પુર ભભકા સાથે થયો અને એ પ્રસગ આખા સામ્રાજ્યમાં ઉજવવામાં આવ્યો. આ સમયે બોર યુદ્ધ ખતમ થઈ ગયું હતું અને ૧૯૦૨માં પ્રીટોરીઆના સલાહ થઇ તે પર તમામ બોર આગેવાનોએ સહી કરી. આ વેળા જાપાન સાથે એક તહનામું થયું, જેની મતલબ એ હતી કે એ બે રાજ્યોમાંથી એકને ગમે તે એક દેશ સાથે યુદ્ધમાં ઉતરવું પડે તો તેવે પ્રસગે બીજાએ તટસ્થ રહેવું; પણ જો બેમાંથી એક પર એક કરતાં વધારે દેશો એકત્ર હુમલો કરે તો બીજાએ તેને મદદ કરવી.

**યુરોપનો મામલો.** રાજાએ અભિષેકના કામમાંથી પરવાર્યા પછી જુદા જુદા દેશોની મુલાકાત લેવા માંડી. આ સમયે યુરોપના મુખ્ય રાજ્યો વચ્ચે માંહોમાંહે ઘણો કચવાટ હતો. ક્રીમીઅન યુદ્ધના સમયથી બ્રિટન અને રશીઆને ઘણીવાર ચકમક ઝરતી, કેમકે એકતો રશીઆ તુર્કીને બહુ સતાવતું અને બીજું તે ઇરાન અને અફઘાનીસ્તાનમાં લાગવગ વધારી હિંદની નજીક આવે જતુ હતું. આ વાત બ્રિટનને કેમ બોજે? વળી બ્રિટન ઘણાં વર્ષથી ઇજીપ્તનો કબજો રાખી રહ્યું હતું તે ફ્રાન્સને કેમ રૂચે? એવામાં ૧૮૯૮માં એક ફ્રેન્ચ કાફલો ઉત્તર નાઇલ તરફ જતો હતો, તેને કિચનરે ફેશોડા બંદર આગળ રોકયો. આ બનાવથી ફ્રાન્સ અને ઇગ્લેંડ લડી પડે એવી સ્થિતિ આવી ગઈ હતી. ઉપરાંત બોર યુદ્ધ દરમ્યાન જર્મનીનું વલણ બોરપક્ષ તરફ હોવાથી બ્રિટિશ લોકોને તેમની સાથે પણ વેર બધાયું.

**શાંતિકર્તા એડવર્ડ.** રાજાની સત્તા પહેલાંના પ્રમાણમાં ઘણી ઘટી ગએલી હોવાથી એડવર્ડ રાજપ્રકરણમાં ઝાઝું માથું મારતો નહિ. પરંતુ બીજા રાજ્યો સાથે મૈત્રી સ્થાપવામાં તેણે બ્રિટનની અમુલ્ય સેવા બજાવી. નવ વર્ષના ટુંકા રાજ્યમાં તેણે લગભગ એકેએક રાજ્યની મુલાકાત લીધી અને પરદેશથી આવતા રાજા રજવાડા તથા પ્રેસીડન્ટોને ઘણા ઠાઠથી આવકાર આપ્યો.

૧૯૦૩માં ઇટલિથી પાછા ફરતાં તેણે પેરીસની મુલાકાત લીધી. ત્યાં તેને પુષ્કળ માન મળ્યું. બદલામાં ફ્રેન્ચ પ્રેસીડન્ટે ઇંગ્લેંડની મુલાકાત લીધી. પછી ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે ગાઢ મિત્રાચારીના કરાર થયા.

વળી રશીઆના ઝારપર એડવર્ડની વિશેષ પ્રીતિ હોવાથી તે ઘણી વેળા તેને મળતો. અને જ્યારે રશીઆ, ફ્રાન્સ, અને બ્રિટન વચ્ચે 'ત્રિરાજ્ય મૈત્રી' થઈ ત્યારે જર્મની ચિંતાતુર બન્યું. પરતુ તેને યે રાજાએ કુનેહ અને મીઠી વાણીથી વશ કર્યું અને તેનો શત્રુભાવ મોળો કરી નાંખ્યો. તેણે જર્મન કૈસરને ઇંગ્લેડમાં ઘણીવાર નોતર્યો તથા આવકાર આપ્યો; અને પોતે પણ ઘણીવાર જર્મની ગયો. ૧૯૦૯માં રાજારાણી બન્ને બર્લીન ગયા. ત્યાં જર્મન પ્રજાએ તેમને ઘણો સત્કાર દીધો. આવાં કાર્યોને લીધે આખા યુરોપમાં તે શાંતિ કર્તા એડવર્ડ એ નામે પ્રખ્યાત થયો.

૧૯૦૨માં બ્રિટિશ સરકારને ઘણું કામ જાગ્યું. સંસ્થાન ખાતાના પ્રધાન ચેમ્બરલીને લંડનમાં સંસ્થાની પ્રધાનોની પરિષદ્ બોલાવી, અને ત્યારપછી દર ચાર વર્ષે આવી પરિષદ્ બોલાવવાનો રિવાજ પડી ગયો, જેને પરિણામે અસલ દેશ અને સંસ્થાનો વચ્ચેનો સદ્ભાવ વધે છે. ૧૯૦૭થી સંસ્થાનો સ્વતંત્ર રાજ્યો અને વફાદાર મિત્રો બન્યાં છે.

**બાલ્ફર વડો પ્રધાન.** ૧૯૦૨ના જુલાઈમાં લોર્ડ સોલ્સબરીએ નાદુરસ્ત તબીએતને લીધે રાજીનામું આપ્યું અને એક વર્ષ પછી તે ગુજરી ગયો. તેની જગાએ બાલ્ફર જેણે અત્યાર સુધીમાં આમસભાના અગ્રેસર

તરીખે નામ કાઢયું હતું તે વડો પ્રધાન નીમાયો. એ વર્ષમાં સંસ્થાનખાતા-વાળો પ્રધાન ચેમ્બરલીન દક્ષિણ આફ્રિકા જઇ આવ્યો અને આ પ્રવાસ દરમ્યાન તેની ખાત્રી થઇ કે વેપારમાં સંસ્થાનોને ખાસ લાભ આપવા જોઈએ. અને પરદેશથી આવતા માલ ઉપર સંરક્ષણ સારૂ જકાત નાંખવી જોઈએ.

સત્તાવન વર્ષ પૂર્વે કૉબ્ડન અને બ્રાઇટના પરિશ્રમને પરિણામે અનાજની જકાત રદ કરેલી ત્યારે બ્રિટનને એવી આશા હતી કે અમારી માફક સૌ રાજ્યો નિરંકુશ વેપારનીતિ સ્વીકારશે તથા જકાત ફક્ત આવક પુરતીજ રાખશે. પરંતુ તેની આશા ખોટી ઠરી. બીજા દેશોમાં, બ્રિટિશ સંસ્થાનોમાં સુદ્ધાં સંરક્ષણનીતિ પસંદ થઈ અને વિદેશી માલ જકાતમુક્ત આવવા દેવાની બાબતમાં બ્રિટન એકલું પડી ગયું. બ્રિટિશ વેપારીઓને જે જકાત આપવી પડતી તે કાયમ રહી. ચેમ્બરલીનનો અભિપ્રાય એવો હતો કે બ્રિટિશ સંસ્થાનો પાસે બીજી પ્રજાઓ કરતાં ઓછી જકાત લેવાય તો બ્રિટિશ સામ્રાજ્યની દૃઢતા વધારે મજબુત બને. આ બાબતમાં સ્વતંત્ર રીતે લોકમત કેળવવા તેણે પોતાના પ્રધાનપદનું રાજીનામુ આપ્યું.

આ વિષે બાલ્ફરનો અભિપ્રાય એવો હતો કે દેશ હજુ એવા ઓચિંતા ફેરફાર માટે તૈયાર નથી છતાં એ વિષય છુટથી ચર્ચાવો જોઈએ. તેણે એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું તેમાં તેણે એવા મત દર્શાવ્યા હતા કે એક દેશ નિરંકુશ નીતિવાળો અને બીજો દેશ સંરક્ષણ નીતિવાળો હોય તો તે બે દેશ વચ્ચે નિરંકુશ વેપાર શક્ય નથી, આવા દાખલામાં પ્રતિકારનીતિ અખત્યાર કરવાની જરૂર છે, એટલે કે સામો દેશ જેટલી જકાત તમારા માલપર નાંખે તેના પ્રમાણમાં તમારે તે દેશના માલપર જકાત નાંખવી.

આ પ્રશ્ન ઘણો ગહન છે અને ઘણા આગળ પડતા અર્થશાસ્ત્રીઓ ચેમ્બરલીન અને બાલ્ફરના અભિપ્રાય અંગીકાર કરવા તૈયાર ન હતા. આનું તાત્કાળિક પરિણામ એ આવ્યું કે યુનીઅનીસ્ટ પક્ષમાં ફુટ પડી. પ્રધાનમંડળમાં ઉપરા ઉપરી રાજીનામાં આવ્યાં.

૧૯૦૩ના અંતમાં હિંદના વાઇસરૉય લૉર્ડ કર્ઝને પોતાના વકીલો ટીબેટ મોકલ્યા. ટીબેટમાં કેટલાક વખતથી ચીનની વગ વધતી જતી હતી

અને તેને પ્રતિકારવા દલાઈ લામાએ રશીઆનું રક્ષણ મેળવવા તજવીજ કરી. તેર વર્ષ પૂર્વે ટીબેટ અને બ્રિટન વચ્ચે જે વેપારી કરાર થયા હતા તેનો આથી ભંગ થતો જોઈ તથા બ્રિટનની પ્રતિષ્ઠા જાળવવા કર્ઝને ટીબેટ પાસે માફી મંગાવવા એક સૈન્ય રવાના કર્યું ટીબેટના લામાઓએ સજ્જડ વિરોધ કર્યો. પરંતુ અંતે બ્રિટિશ સૈન્ય લાસા નગરમાં દાખલ થયું. દલાઇ લામા નાસી છુટયો અને ૧૯૦૪માં ટીબેટ સાથે કરાર થયા.

**કેળવણીનો કાયદો.** ૧૯૦૨માં બાલ્ફરે આ કાયદો કરાવ્યો. તેની મતલબ એ છે કે પ્રાથમિક શાળાઓને સરકાર તરફથી સારી મદદ આપવી અને તેના ઉપર દેખરેખ રાખવા એક કમિટિ નીમવી, જેમાં પ્રમુખ તરીખે એક પ્રધાન રહેવો જોઇએ.

**આયરીશ જમીનનો કાયદો.** બે વર્ષ પછી આયર્લેંડમાંના ગણોતીઆ ખેડુતો પોતે જે જમીન ખેડતા હોય ને ખરીદી શકે એવી જોગવાઇ થઈ. જમીનદારને સરકાર તરફથી જમીનની કિંમત રોકડી મળી જાય, અને ગણોતીઓ પોતે અસલ જે ગણોત ભરતો તેટલું નાણું ૬૮½ વર્ષ સરકારને ભરે અને ત્યારપછી તે પેલી જમીનનો માલિક બને. આ કાયદાના પરિણામ ઘણાં સારાં આવ્યાં. નાના જમીનદારોની સંખ્યા વધતી ગઈ. વળી રાજારાણીએ આ અરસામાં ઉપરા ઉપરી બે વાર આયર્લૅન્ડનો પ્રવાસ કર્યો.

**લશ્કરી સુધારા.** આ સમયે આખી દુનિયા લશ્કરી તૈયારીઓ કરી રહી હતી. કોઇ લશ્કર વધારે, તો કોઇ નૌકા વધારે. ૧૯૦૪માં બ્રિટનમાં પણ લશ્કરી સુધારાની વાત ઉપડી. બોર યુદ્ધથી પ્રજાની આંખ ઉઘડી હતી અને સૈન્ય માટે નવી વ્યવસ્થા કરવાની જરૂર જણાઇ. સોલ્જરનો પગાર વધ્યો, કમાન્ડર-ઇન-ચીફ (મુખ્ય સેનાપતિ) ની જગ્યા કાઢી નાંખી અને તેને બદલે લશ્કરી કાઉન્સિલ સ્થપાઇ. નૌકામાં સર જોન ફીશરે ઘણા મોટા ફેરફાર કર્યા. કેટલાંક જુનાં વહાણો ભંગાવી નાંખ્યાં અને દર વર્ષે ચાર ડ્રેડનોટ ( મોટી તથા મજબુત મન્વાર) નવી બનાવવાની યોજના થઈ.

૧૯૦૪ની સાલમાં એટલે જાપાન સાથે કરાર થયા ત્યાર પછી બે વર્ષે રશીઆ અને જાપાન વચ્ચે યુદ્ધ જાગ્યું. તે અઢી વર્ષ ચાલ્યું અને તેમાં ઘણા જાનની ખુવારી થઇ. સદ્ભાગ્યે એક બાજુ જાપાન અને બ્રિટન, અને બીજી બાજુ ફ્રાન્સ અને રશીઆ વચ્ચે મિત્રાચારીના કરાર થએલા હોવાથી આ યુદ્ધમાં બીજી કોઇ પ્રજા પડતી અટકી. રશીઆએ માર ખાધો. જાપાન જેવા નાના સરખા પૌર્વાત્ય દેશે રશીઆ જેવા ધરખમ યુરોપી રાજ્યને સચોટ હરાવ્યું એ જાણી આખી આલમને આશ્ચર્ય લાગ્યું. ૧૯૦૬માં જાપાની નૌકાપતિ ટોગોએ રશીઅન કાફલાને હાલહવાલ કરી નાંખ્યો, તેની સાથે યુદ્ધનો અત આવ્યો. યુનાઇટેડ સ્ટેઇટસમાં સુલેહ થઇ તે પર બન્નેએ સહી કરી.

**બંગાળાના ભાગલા.** ૧૯૦૪માં લોર્ડ કર્ઝને બંગાળાના ભાગલા કર્યા. આ કાર્યથી હિંદી પ્રજા ઘણી ઉશ્કેરાઇ અને કર્ઝન પછી આવનાર લોર્ડ મીન્ટોને પોતાના પાંચ વર્ષ દરમ્યાન ચિંતામાં અને ચિંતામાં રાજ્યવહીવટ કરવો પડયો. હિંદી પ્રજાની પુષ્કળ સભાઓ ભરાવા લાગી અને સરકાર વિરૂદ્ધની લાગણી બહુ વધી ગઈ. કેટલાંક ખુન પણ થયાં. ૧૯૦૯માં હિંદી પ્રધાન લોર્ડ મોર્લીએ પોતાની ઇંડીઆ કાઉન્સિલમાં બે દેશી સભ્યો નીમ્યા અને એકને વાઇસિરોયની કાઉન્સિલમાં નીમ્યો. પરતુ આ સુધારાથી કાયમની શાંતિ થઈ નહિ.

**૧૯૦૬ ની ચુંટણી.** આપણે વાંચી ગયા કે યુનીઅનીસ્ટ પક્ષમાં જકાતના પ્રશ્નને લીધે ફુટ પડી હતી. તે ફુટ દિવસે દિવસે વધતી ગઈ અને આખરે ૧૯૦૫ના અંતમાં બાલ્ફરે રાજીનામુ આપ્યું. લિબરલ પક્ષનો નેતા હેન્ત્રી કેમ્બેલ બેનરમેન વડો પ્રધાન થયો અને એસ્કવીથ કોશાધ્યક્ષ બન્યો. બીજે વર્ષે નવી ચુંટણી થઈ તેનું પરિણામ અજબ આવ્યું. સૌ કોઈ એમ ધારતું હતું કે લિબરલ બહુમતિ થશે, પણ કોઇએ એમ નહિ ધારેલું કે યુનીઅનીસ્ટ પક્ષ છેક નિષ્ફળ નીવડશે. ચુંટણીમાં ફકત ૧૫૮ યુનીઅનીસ્ટ આવ્યા, ત્યારે લિબરલ ૩૮૭, નેશનેલીસ્ટ ૮૪ અને મજુર પક્ષના ૪૧ સભ્યો આવ્યા. ખુદ બાલ્ફર ચુંટણીમાં નિષ્ફળ થયો. મજુર

પક્ષના ૪૧ સભ્યો ચુંટાયા એ આ ચુટણીની નવાઈ હતી. આ પક્ષ બીલકુલ નવો હતો. તેઓ સરકારપક્ષ કે વિરોધપક્ષ એકેમાં સામેલ થયા નહિ અને તેમાંજ તેમનું મહત્ત્વ હતું; કેમકે બન્ને પક્ષ વધુ મતિ મેળવવા તેમને ખુશ રાખવા પ્રયત્ન કરતા. એકંદરે આ સભ્યો ઘણા ઉપયોગી નીવડયા, જોકે તેમનામાંના કેટલાકોએ સભાને ત્રાસ આપ્યો છે. પાછળથી તેમનું બળ વધતું ગયું અને ગયે વર્ષે (૧૯૨૪માં) મજુર પક્ષનો આગેવાન રામ્સે મેકડોનલ્ડ મુખ્ય પ્રધાન થઇ ગયો.

**યુનીઅનીસ્ટ પરાજયનાં કારણો.** પૂર્વેની ચુંટણી કરતાં આ ચુંટણી જુદી હોવાનાં કારણો અનેક હતાં. ઉત્તર ઇંગ્લેંડના મતદારો સંરક્ષણનીતિની વાતો સાંભળી ખુબ ચમકયા હતા. કામદારોને પોતાની સ્થિતિ સુધરે એ અભિલાષા હતી. બેકાર બનેલા કામદારોની મોટી સભાઓ થએલી પરતુ યુનીઅનીસ્ટ સરકારે તેમને માટે કશું કર્યું નહિ. વળી પ્રજામાં બોર યુદ્ધ ઘણું અપ્રિય થયું હતું. આફ્રિકાની ખાણોમાં મજુરી કરવા ચીનના ગીરમીટીઆ મજુરો બોલાવાયા હતા. 'ચીનાઓની ગુલામી' એ બુમનો લિબરલ અને મજુરપક્ષે ચુટણી વેળાએ ઘણો લાભ લીધો ઉપરાંત હોમરૂલની આશાથી આયર્લેન્ડના નેશનેલીસ્ટપક્ષે લિબરલ પક્ષને દિલજાન મદદ આપી હતી.

૧૯૦૬માં આફ્રીકાનો પ્રશ્ન નીકળ્યો. સરકારે ત્યાંના કમીશનરને હુકમ કર્યો કે ચીનથી તમારે ત્યાં આવતા મજુરોને બંધ કરો. બાદ ટ્રાન્સવાલ અને ઓરેન્જ ફ્રી સ્ટેઇટને. સ્વતત્ર બનાવ્યાં, અને આ પગલું ઘણું ફત્તેહમંદ નીવડયું. જનરલ બોથા ત્યાંનો મુખ્ય પ્રધાન બન્યો અને તેણે ઠીક કારભાર ચલાવ્યો. ૧૯૧૦માં કેપ અને નાતાલ જોડાયાં અને દક્ષિણ આફ્રીકા એક એક રાજ્ય બન્યું.

**પાર્લમેન્ટનાં લોકોપયોગી કાર્યો.** આ સમયે ઇંગ્લેંડની પાર્લમેન્ટમાં ઉપરા ઉપરી મોટાં કામો આવ્યાં;—

(૧) અનિષ્ટ પરદેશીઓને દેશમાં આવતા અટકાવવાનો ધારો થયો.

(૨) સજા પામેલા માણુસને મોટી કોર્ટમાં અપીલ કરવાની છુટ મળી.

(૩) કોઇપણ સ્ત્રી પૂરૂષ પોતાની મિલ્કતના વહીવટ માટે સરકારી અધિકારીને ટ્રસ્ટી નીમી શકે એવી જોગવાઈ થઈ.

(૪) પોતે ખેડતા હોય તે જમીનના માલીક ખેડુતો બની શકે એવી સરકારે જોગવાઈ કરી આપી.

(૫) ઘરકામ કરનારા નોકરોને અકસ્માત માટે નુકસાની લેવાનો હક મળ્યો.

**રાષ્ટ્રીય સૈન્ય.** ૧૯૦૭માં સૈન્યરચનામાં પાછા ફેરફાર થયા, સ્થાયિ સૈન્યમાં કેટલોક ઘટાડો થયો તેની ખોટ પુરવા રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્ય ઉભુ કરવામાં આવ્યું. સૈન્યમાં ઘટાડો થયો તે વિષે લોર્ડ રોબર્ટસે સખત ટીકા કરી જેને પરિણામે તેની સુધારણા માટે ૧૯૧૩માં બહુ પ્રયાસ કરવામાં આવ્યા. યુદ્ધમાં વિમાનોનો ઉપયોગ વધતો જતો હોવાથી ૧૯૧૧ની સાલમાં 'વિમાની પલટન' તૈયાર કરવામાં આવી, હવાઈ શિક્ષણ માટે એક નીશાળ ખોલવામાં આવી. એ ખાતાએ ટુંક સમયમાં ઘણી પ્રગતિ કરી છે' દરમ્યાન સામ્રાજ્યનું બળ મજબુત બનાવવામાં સંસ્થાનો ખુશીથી મદદ આપે છે. ઓસ્ટ્રેલીઆએ પોતાનું નૌકાસૈન્ય સ્થાપ્યું છે.

**વૃદ્ધાવસ્થાનું પેન્શન.** ૧૯૦૮માં બેનરમેને રાજીનામું આપ્યું તથા ટુંક સમયમાં તેનું મરણ થયું, તેથી એસ્કવીથ મુખ્ય પ્રધાન બન્યો. તેણે 'વૃદ્ધાવસ્થાના પેન્શનનો કાયદો' કરાવ્યો. અત્યાર સુધી કામદારો વૃદ્ધાવસ્થાને લીધે કામ કરવા અશક્ત બનતા ત્યારે તેઓને ગુજરાન માટે બહુ વિટંબણા પડતી. હવે આ કાયદાથી એમ થયું કે સીત્તેરથી વધારે ઉમ્મરના દરેક સ્ત્રી પુરૂષ જેની વાર્ષિક આવક ૩૧$\frac{1}{2}$ પાઉન્ડથી ઓછી હોય તેમને વત્તી ઓછી આવકના પ્રમાણમાં દર અઠવાડીએ એકથી પાંચ શિલિંગ સુધીનું પેન્શન આપવું. બાદ ખાણમાં કામ કરતા મજુરો માટે આઠ કલાકનો રોજ નક્કી કર્યો.

**બોય સ્કાઉટ.** આજ વર્ષે 'બોય સ્કાઉટ' નામની નવી સંસ્થા ખોલવામાં આવી. આથી બ્રિટિશ સામ્રાજ્યનાં બાળકોને તથા નૌજુવાનોને

ઉત્તમ પ્રકારની કેળવણી મળે છે. આ સંસ્થાના સ્થાપક જનરલ બેડન પોવેલ છે. બોર યુદ્ધ દરમ્યાન તેણે બોય સ્કાઉટની પ્રથમ ટુકડી તૈયાર કરી અને તે ઘણી રીતે ઉપયોગી નીવડી. પછી ઇંગ્લેંડ જઇ ત્યાં તેણે છોકરાઓની પલટન તૈયાર કરી, અને તેમને દેશસેવાના માર્ગમાં દોરવ્યા. આ છોકરાઓની ફરજ નિયમિત અગકસરત કરવાની, ઉપરીના હુકમ માનવાની, નિરીક્ષણ શક્તિ ખીલવવાની, અકસ્માત વેળા પ્રાથમિક મદદ આપવાની, અને એવી અન્ય ઉપયોગી ઝીણી ઝીણી સમાજસેવા કરવાની હતી. બેડન પોવેલના નિયમ થોડા અને સરળ હતા; જેવા કે દરેક સ્કાઉટે પોતાનું શરીર સ્વચ્છ અને તદુરસ્ત બનાવવું; ઉપરીની આજ્ઞા માનવી; સત્યવક્તા, નીતિમાન અને સ્વાશ્રયી બનવું; કોઈ પણ પ્રકારનું વ્યસન રાખવું નહિ; સવારમાં વહેલા ઉઠવું; ઇશ્વિરપર શ્રદ્ધા રાખવી, સમાજને ઉપયોગી થવું અને દરરોજ ઓછામાં ઓછું એક ભલાઈનું કામ કરવું. સ્કાઉટના ઉપરી તેના શિક્ષક, શિક્ષકના ઉપરી સ્કાઉટ માસ્તર, અને તેના પણ ઉપરીઓ રાખવામાં આવ્યા. આ પ્રમાણે બેડન પોવેલે સઘળી સપૂર્ણ વ્યવસ્થા પુરી કરી. આ સસ્થા પાંચ વર્ષમાં એટલી બધી વધી ગઈ કે ૧૯૧૩માં ગ્રેટબ્રિટન અને આયર્લેંન્ડમાં એક લાખ ઉપર, અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા ભાગોમાં દોઢ લાખ જેટલા સ્કાઉટ થયા. પરદેશોમાં પણ આનું અનુકરણ થવા લાગ્યું છે.

**કામદાર વર્ગનું બળ.** હવે કામદારોના બાળકોની કેળવણીનો સવાલ ઘણો અગત્યનો થઇ પડયો, કેમકે તેમના ઉપર પ્રજાના ભવિષ્યનો ઘણો આધાર છે. લોકસત્તાનો ઉદય, સામાન્ય પ્રજાને મળેલા મતાધિકાર, કામદાર સંઘ મારફતે થએલી કામદારોની એકતા, હડતાલનીતિની પ્રગતિ, આ સર્વ સંજોગોને પરિણામે કામદાર વર્ગના હાથમાં ઘણી સત્તા આવી હતી. ૧૮૯૧થી ૧૮૯૫ દરમ્યાન અનેક ધંધામાં ભારે હડતાલો પડી હતી; તે આ ચાલુ જમાનાના ઔદ્યોગિક યુદ્ધનું પ્રથમ ચિહ્ન છે. વળી ફ્રાન્સમાંથી 'સિન્ડીકેલીઝમ', એટલે સહાનુભૂતિદર્શક હડતાલ પાડવાનો રિવાજ ઇંગ્લેંડમાં દાખલ થયો તથા ફેલાયો. આ રિવાજ અનુસાર એકબીજાને ટેકો આપવા વિવિધ

કામદારસંઘે એકસંપ થઈ શકે અને ચાહે તો સર્વવ્યાપી હડતાલ પાડી શકે. જુવાનીઆ કામદારો આ પદ્ધતિ બહુ પસંદ કરે છે કારણકે તેનાથી માલીક મજુરના ઝઘડાનો ઝટ નીકાલ આવવાનો સંભવ છે.

**હડતાલ.** આ સમયના કામદારોની ત્રણ મુખ્ય માંગણી હતી.— ૧. અમારા મજુરીના દર વધારો; ૨. કામ કરવાનો વખત ઓછો કરો; અને ૩. અમારા સંઘને માન્ય બનાવો. આ લોકો કોઈ કોઈ વાર તો 'હજામભાઈના હાથમાં આરસી'ના જેવું કામ કરતા. હડતાલ જેવું સબળ શસ્ત્ર હાથ લાગ્યાથી તેઓ ગમે તેવા કારણ માટે તેનો ઉપયોગ કરતા. ૧૯૧૦થી ૧૯૧૩ સુધીમાં એકે ધંધો એવો નહિ હોય કે જેમાં કામદારોએ હડતાલ ન પાડી હોય. ૧૯૦૮માં સુતર અને કાપડની મીલોમાં ભયંકર હડતાલ પડી; અગીઆરમાં ગાડાંવાળાઓની હડતાલ પડવાથી ધાવણાં બચ્ચાં માટે પણ દૂધ ન મળતું; પછી રેલ્વેવાળાઓએ હડતાલ પાડી અને તે વેળા લશ્કરી મદદ બોલાવવી પડી હતી. હડતાલીઆઓના તોફાનોમાં ઘણાના જાન ગયા. એક વેળા કોલસાની ખાણવાળા મજુરો ત્રણ મહિના સુધી કામપર ન ચઢયા અને કેટલાંયે કારખાનાં બંધ કરવા પડયાં; અને જેને અસલ ઝઘડા સાથે કશી લેવાદેવા નહિ એવા હજારો સ્ત્રીપુરૂષો રોજી વિનાનાં થયાં. પછી પ્રજામતના સખત દબાણને લીધે મજુરીના દર નક્કી કરવાની બાબતમાં સરકાર પહેલીવાર વચમાં પડી. ત્રણ વર્ષ માટે ઓછામાં ઓછાં વેતન વિભાગવાર નક્કી કરાયા, અને કામદારો કામપર ચઢયા. છતાં માલીક મજુરનો ઝઘડો અનેક કારણોને લીધે દેશેદેશમાં વધતો જાય છે. જેમ જેમ કડવો અનુભવ થતો જશે તેમ તેમ શેઠ તેમજ નોકર બન્ને વર્ગ પોતાના ઝઘડાનો કાંઈક છેવટનો ફડચો કાઢશે એવી આશા રાખી શકાય.

**સ્ત્રીઓની મતાધિકાર માટેની ચળવળ.** વળી એક બીજી નવાઈની વાત આ વખતે બનવા પામી. છેલ્લાં પચાશ વર્ષથી કેટલીક સ્ત્રીઓ તરફથી એવા પોકાર ઉઠયા છે કે જો પુરૂષને પાર્લમેન્ટ માટે મતાધિકાર હોય તો સ્ત્રીઓને એ હક્ક શા માટે ન હોય? જો પુરૂષ પાર્લમેન્ટમાં બેસી શકે તો સ્ત્રી કેમ ન બેસી શકે? આ હીલચાલ આખા દેશમાં ફેલાઈ

ગઈ. આ સ્ત્રીઓની ચળવળ ખુબ જોશભેર ચાલી, છતાં તેમનું કાંઈ વળ્યું નહિ. તેમના તરફથી થોડાં ઘણાં તોફાન પણ થયાં. એક દિવસે તેમણે એસ્કવીથ સાહેબની બારીઓ ભાંગી, અને અનેક દુકાનોના કાચ ભાંગી નાંખ્યા. આવી હિંસાવૃત્તિથી તેમનું કાર્ય બગડયું, પરંતુ તેમણે પોતાની ચળવળ ચાલુ રાખી. છેલ્લી મહાન્ લડાઇ દરમ્યાન સ્ત્રીઓએ એવું સુંદર કાર્ય કરી બતાવ્યું કે પ્રજાની ખાત્રી થઇ કે સ્ત્રીઓ રાજદ્વારી કામ માટે પણ લાયકાત ધરાવી શકે છે. પરિણામે પાર્લમેન્ટે એવો કાયદો કર્યો કે સ્ત્રીઓને મતાધિકાર તથા સભ્ય તરીખે ચુંટાવાનો હક્ક આપવો.

**લેબર એકસચેઇન્જ.** હવે એક બીજું કાર્ય શાંતિની નીતિ અખત્યાર કરવાથી કેવી રીતે સફળ થયું તે જોઇએ. છેલ્લી સદીના છેવટના ભાગમાં મોટાં શહેરોમાં ઘણા લોકો બેકાર બન્યા હતા. તેઓ સરઘસ કાઢતા અને સભાઓ ભરતા. આઠની સાલમાં તો તેઓએ પાર્લમેન્ટમાં દાખલ થવા મથન કર્યું. આ સર્વ હકીકત ધ્યાનમાં લઇ સરકારે ' લેબર એકસચેઇન્જ ' એટલે ધંધો શોધી આપનાર ખાતું સ્થાપ્યું. તેને માટે સ્થાનિક કમિટિઓ થઈ તેમાં માલીક વર્ગ અને મજુરવર્ગ બન્નેના સરખા પ્રતિનિધિ તથા સ્વતંત્ર પ્રમુખ આવ્યા. એવો બદોબસ્ત થયો કે કોઈ પણ બેકાર પુરૂષ પાડોશની લેબર એકસચેઇન્જ ઓફીસમાં જાય અને એના જેવાની કયા શેઠને ત્યાં જરૂર છે તે બાતમી મેળવી શકે. વળી શેઠને પણ નોકર જોઇતો હોય તો આ સંસ્થા મારફતે ખબર મેળવી શકે. ઉપરાંત જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં મજુરો અને તેમના કુટુમ્બોને નોકરીવાળી જગ્યાએ પહોંચવા જેટલી મદદ પણ અપાવા લાગી.

**ઉમરાવસભા અને આમસભાનો ઝઘડો.** હવે ઉમરાવોની સભા અને આમની સભા વચ્ચેના ઝઘડાની હકીકત જોઇએ. લિબરલ પક્ષની ઘણા વખતથી એવી ફરિયાદ હતી કે ઉમરાવો મુખ્યત્વે કોન્ઝર્વેટીવ હોવાથી તે પક્ષની દરખાસ્તો સત્વર પાસ કરે છે અને અમારી દરખાસ્તો ઉડાવી દે છે. બેનરમેને જાહેરમાં કહેલું કે મારે ઉમરાવોની સત્તાપર અંકુશ મુકવો છે. અને તેના સાચીત એસ્કવીથે મુખ્યપદે આવતાંની સાથેજ એ કાર્ય ઉપાડયું.

૧૯૦૯માં કોશાધ્યક્ષ લોઇડ જ્યોર્જે પોતાના અંદાજપત્રકમાં (બજેટમાં) દારૂપરની જકાત તથા લાઇસન્સ માટેની ફી વધારી. ઉપરાંત તે એવી દરખાસ્ત લાવ્યો કે મિલ્કતની નવેસરથી આંકણી કરી જમીન ઉપર નવો કર નાંખવો. આમની સભામાં પસાર થઈ, જ્યારે એ બજેટ ઉમરાવસભામાં આવ્યું ત્યારે તેમણે તે પાછું મોકલ્યું. આ પરથી એક્સ્વીથે રાજાને પાર્લમેન્ટ સમાપ્ત કરવાની સલાહ આપી. ૧૯૧૦માં નવી ચુંટણી થઈ તેમાં બન્ને પક્ષ લગભગ સરખા ઉતર્યા ( ૨૭૫ લિબરલ, અને ૨૭૩ યુનીઅનીસ્ટ ). આથી સરકારને બહુમતિ માટે મજુર પક્ષના ચાળીશ, અને આયરિશ પક્ષના બ્યાસી સભ્યો પર આધાર રાખવો પડયો. જે સ્થિતિનો ભય ગ્લેડસ્ટનને લાગ્યો હતો તેજ સ્થિતિ આ સમયે આવી લાગી. આયરિશ પક્ષ જેને મદદ કરે તેજ પાર્ટી પોતાનું ધાર્યું કરી શકે. નવી પાર્લમેન્ટ મળી અને ઉમરાવસભાએ સરકારનું બળ જોઇ પેલું બજેટ પસાર કર્યું.

બજેટ પાસ કરાવતાં વીતેલાં વીતક જોઇ એસ્કવીથે ઉમરાવોની સત્તા મર્યાદિત કરનારા ત્રણ ઠરાવ રજુ કર્યા.—

(૧) નાણાં બાબતમાં ઉમરાવો અટકાયત કરી શકે નહિ.

(૨) એ શિવાયની બાબતોમાં જો અમુક દરખાસ્ત આમસભામાં અસલ રૂપમાં ફેરફાર થયા વિના ત્રણ લાગલગટ સત્રોમાં પાસ થાય તો ઉમરાવોની અટકાયત છતાં તે દરખાસ્ત કાયદેસર પાસ થએલી ગણાય.

(૩) પાર્લમેન્ટની મુદત સાતને બદલે પાંચ વર્ષની કરવી.

આમસભામાં યુનીઅનીસ્ટો ટેં ટેં કરતા રહ્યા અને આ ત્રણે ઠરાવો પાસ થઇ ગયા. ત્યાર બાદ એસ્કવીથે પોતાનું 'પાર્લમેન્ટ બિલ' રજુ કર્યું અને એવી ધમકી આપી કે જો ઉમરાવો એ બિલ પાસ નહિ કરે તો સખત પગલાં ભરીને પણ તે પસાર કરાવવું પડશે.

ઉમરાવોને પણ આ જુલાબની અસર થઈ, તેમણે પોતાની સભા સુધારવા ઉપાયો યોજવા માંડયા, પણ એકે ઠીક ન લાગ્યો. એસ્કવીથને

ગમે તે હીસાબે પોતાના સુધારા પાસ કરાવવા હતા તેથી તેનો હેતુ ઉમરાવોને પાંગળા બનાવવાનો હતો. આ વિષે ગરમાગરમ ચર્ચા ચાલતી હતી તેવામાં રાજા એડવર્ડ સખત માંદા પડયા અને દશના બે માસમાં ગુજરી ગયા. તેના પછી પાંચમા જ્યોર્જ, આપણા હાલના મહારાજા, ગાદીએ આવ્યા.

---

## પ્રકરણ ૨૨.

### પાંચમા જ્યોર્જ. ૧૯૧૦...

**પાંચમા જ્યોર્જ.** ૧૮૬૫માં જન્મેલા હોઈ પીસ્તાળીસ વર્ષની વયે ગાદીએ આવ્યા. હવેનો ઇતિહાસ આપણા પોતાના જમાનાનો છે. તેમાં નોંધવા લાયક ત્રણ બનાવો છે. પાર્લમેન્ટ એકટ, મહાન્ વિગ્રહ અને વિગ્રહપછીના પ્રશ્નો.

**પાર્લમેન્ટ એકટ ૧૯૧૧.** હવે એસ્કવીથે બન્ને પક્ષોના મુખ્ય મુખ્ય સભ્યોની એક પરિષદ્ નીમી. તેની કેટલીક બેઠકો પણ થઈ પરંતુ તેનું કશું ફળ આવ્યું નહિ. વડા પ્રધાનની સલાહ અનુસાર રાજાએ પાર્લમેન્ટ વિસર્જન કરી અને નવી પાર્લમેન્ટ બોલાવી. બાદ એસ્કવીથે પોતાનું પાર્લમેન્ટ બિલ રજુ કર્યું, જેમાં પેલા ત્રણ ઠરાવો હતા. ત્રણ મહિનામાં આમસભાએ તે બિલ પાસ કર્યું. પછી ઉમરાવસભાએ કેટલાક સુધારાવધારા સાથે તે બિલ આમસભાપર મોકલ્યું. પરંતુ સરકાર પક્ષે એ સુધારા સ્વીકાર્યા નહિ. પાછું બિલ ઉમરાવસભામાં ગયું અને સરકાર તરફથી લોર્ડ મોર્લીએ સાફ સંભળાવી દીધું કે હવે જો પાસ નહિ કરશો તો તમારા સઘળો વિરોધ વ્યર્થ બનાવે એટલા નવા ઉમરાવો બનાવવા પડશે. કેટલાક ઉમરાઓએ કહ્યું કે આ તો એક જાતના આત્મઘાત થાય છે; આપણે હાથે આપણી સત્તાપર કુહાડો મરાય છે. પરંતુ બીજા કેટલાકે સૂચવ્યું કે તમારો વિરોધ બીલકુલ નિરર્થક છે. અંતે બિલ પાસ થયું અને રાજાએ તે પર ઓગસ્ટની ૧૮મીએ સહી કરી. આ કાયદો

અતિ મહત્ત્વનો છે કેમકે તે પ્રજાસત્તા અને ઉમરાવસત્તા વચ્ચેના ઝઘડામાં ઉમરાવોનો પરાજય સૂચવે છે. હવે ઉમરાવોની નાણાં બિલ અટકાવવાની સત્તા ગઈ; અને બીજાં બિલ બહુ બહુ તો બે વર્ષ સુધી અટકાવી શકે. હવે એસ્કવીથને પોતાના ધારેલા સુધારા પાસ કરાવવાનો લાગ મળ્યો પણ તેને આયરિશ પક્ષને સંતોષ્યા શિવાય છુટકો ન હતો.

પછી પાર્લમેન્ટના સભ્યોને તેમની સેવાના બદલામાં દરવર્ષે ચારસો પાઉન્ડનો પગાર આપવાનું નક્કી થયું. સપ્ટેમ્બર, ૧૯૧૧થી તેમના પગાર ચાલુ થયા. બાદ બાલ્ફરે યુનીઅનીસ્ટ પક્ષની આગેવાની છોડી દીધી અને તેને સ્થાને બોનર લૉ ચુંટાયો. પછી લૉઈડ જ્યોર્જની પ્રજાકીય વિમાની દરખાસ્ત પાસ થઈ. આની મતલબ એ છે કે દરેક કામદાર દર અઠવાડીએ ચાર પેન્સ ભરે અને તેમાં સરકાર બે પેન્સ તથા માલીક ત્રણ પેન્સ ઉમેરે. આના બદલામાં આવા કામદારોને મફત દવા અને ડાકટરની સલાહ મળે, અને માંદગી દરમ્યાન નિભાવ માટે દર અઠવાડીએ દશ શિલિંગ મળે. એ ઠરાવનો બીજો ભાગ બેકારીને લગતો છે. વહાણુ બાંધવાના, ઘરકામના, અને એવા બીજા ધધાઓમા કામ કટકે કટકે આવે છે. આવા ધંધામાં કામ કરનારા પુરૂષો દર અઠવાડીએ અઢી પેન્સ ભરે, તેમના શેઠ તેટલીજ રકમ ભરે, અને સરકાર ૧⅔ પેન્સ ઉમેરે. આવી રીતે તેના નામપર પૈસા જમા થાય. જો કોઈ માણસ કામ વિનાનો હોય તો તે પોતાની નજીકની ઓફીસમાં જઈ અનુકૂળ કામ સ્વીકારવાની ઇચ્છા દર્શાવે તો ઓફીસ તેને કામ શોધી આપે. અને કદાચ થોડો વખત બેસી રહેવું પડે તો તેને અઠવાડીએ સાત શિલિંગ અપાય છે. પરંતુ તેને દરરોજ ઓફીસમાં જઇ હાજરી નોંધી આવવી જોઈએ.

આ વર્ષમાં રાજારાણી હિંદ પધાર્યા. અને દિલ્હી મુકામે ભવ્ય દરબાર ભરવામાં આવ્યો. રાજધાની કલકત્તાથી ખસેડી દિલ્હી લાવવામાં આવી; લોર્ડ કર્ઝનનું બંગાળાના ભાગલાનું કાર્ય રદ કરી બંગાળા માટે જુદો ગવર્નર નીમાયો. બાર અને તેરની સાલમાં મુખ્ય કામ આયર્લેન્ડના હોમરૂલ બિલનું હતું. ઉમરાવોનો વિરોધ કોરાણે રહ્યો, અને આમ સભાએ

નવા કાયદા મુજબ ત્રણ વખત પાસ કરી તેને કાયદા ૩૫ બનાવ્યું. અલ્સ્ટરવાળાઓએ હોમરૂલ વિરૂદ્ધ સજ્જડ ચળવળ ઉપાડી, અને તેમણે એવી પ્રતિજ્ઞા લીધી કે હોમરૂલ વાળી પાર્લમેન્ટને કદી માન આપવું નહિ. હવે પછી આયર્લેન્ડમાંના આ બે પક્ષો વચ્ચે ખુબ ઝપાઝપી થઈ તે આપણે અનુકૂળ સ્થળે ચર્ચીશું.

## ૧૯૧૪ નો મહાન્ વિગ્રહ.

**કારણો.** વિગ્રહ પહેલાં ઇંગ્લેંડ, ફ્રાન્સ, રશીઆ, જર્મની, ઓસ્ટ્રીઆ અને ઇટલિ યુરોપનાં મોટાં રાજ્યો હતાં. આમાંનાં પહેલાં ત્રણે મૈત્રી કરી હતી. છેલ્લાં ત્રણે પણ એકકો કર્યો હતો. ઘણા વખતથી આ રાજ્યોના પરસ્પર સબંધ બહારથીજ ઠીક લાગતા હતા. અંદરખાનેથી એકમેકને ઘણો ખાર હતો. ૧૮૭૦ના સફળ યુદ્ધમાં જર્મનિ ફ્રાન્સને સચોટ હાર આપ્યા પછી, અને પોતાની ઔદ્યોગિક, વેપારી, અને નૌકાવિષેની અજબ પ્રગતિ કર્યા પછી, રાજલોભમાં તણાયું હતું તેનો ઉદ્દેશ પોતાનું રાજ્ય બને તેટલું વિસ્તારવાનો હતો. તેની પાડોશમાં આવેલા રશીઆની તૃષ્ણા તેનાથી જરાએ ઓછી ન હતી. એડ્રીએટીક સમુદ્રપરનું એકાદુ બંદર હાથ કરવા રશીઆએ ઘણા વખતથી ઓસ્ટ્રીઆને છુંદવાનો સંકલ્પ કર્યો હતો. વળી ભૂમધ્ય સાગરનો પૂર્વ ભાગ પોતાનો કરવા સારૂ હજુ રશીઆની નજર કોન્સ્ટેન્ટીનોપલ પર હતી. ફ્રાન્સ તરફ નજર કરીએ તો તે હજુ સીત્તેરની સાલનો પોતાનો પરાજય વિસર્યું ન હતું. જર્મનીપર તે સમયનું વેર વળવા તથા ગુમાવેલા અલ્સાસ અને લોરેઇન પ્રાંત પાછા મેળવવા ફ્રેન્ચો હજુ ઇંતેજાર હતા. ઉપરાંત ઇંગ્લેંડ જર્મનીને ભયંકર હરીફ તરીખે નીહાળતું હતું, કેમકે તેની નૌકાસામગ્રી ઘણી વધી ગઈ હતી અને તે દુનિયાના એકેએક બજારમાં ઇંગ્લેંડની હરીફાઇમાં ઉતર્યું હતું. ઉપરોક્ત બાબતોપરથી વાચક સહેજે સમજી શકશે કે યુરોપી રાજ્યોના પરસ્પર સંબંધ સારા ન હતા. આખા યુરોપ ઉપર યુદ્ધનાં કાળાં વાદળ ઝઝુમતાં હતાં. સર્વત્ર ધુમાઈ રહ્યું હતું. ફક્ત એક ચિનગારી પણ આખા વાતાવરણમાં દાવાનળ પ્રગટાવે એવી સ્થિતિ હતી.

૧૯૨૪ના જુન માસના અંતમાં ઓસ્ટ્રીઆના પાટવીકુંવર ફર્ડીનાન્ડ અને તેની સ્ત્રીનાં ખુન સેરાજેવો નગરમાં થયાં. ઓસ્ટ્રીઆ સરકારે જાહેર કર્યું કે સર્વિયાનો એમાં હાથ છે. તેણે સર્વિયા ને લખી મોકલ્યું કે અમને તમારા મુલકમાં તપાસ ચલાવવા દો, તથા તમારા જે જે અમલદારો ગુન્હેગાર સાબીત થાય તેમને સજા કરવા દો. આ પત્ર આકરો હતો, અને તેનો અસ્વીકાર યુદ્ધ જાહેર કર્યા સમાન હતો.

સર્વિયાએ રશીઆને અપીલ કરી. રશીઆ વચમાં પડયું તથા તેણે એવી સલાહ આપી કે તમારા દેશમાં ઓસ્ટ્રીઆના અધિકારીઓ આવે તે અપમાન થવા દેતા નહિ; આમ થતાં કદાચ યુદ્ધ જાગશે તો અમે તમારે પડખે ખડા થઈશું. રશીઆએ સર્વિયાનો પક્ષ લીધો, તેથી જર્મની ઓસ્ટ્રીઆ સાથે જોડાયું. બાદ રશીઆ અને જર્મની બન્ને પોત પોતાનાં સૈન્યો સરહદ પર ગોઠવવા લાગ્યાં. યુદ્ધ શરૂ થઈ ગયું. જર્મનીએ ફ્રાન્સ તટસ્થ રહેશે કે કેમ તે વિષે પુછાવ્યું તો ફ્રાન્સે સાફ જણાવી દીધું કે અમે રશીઆ સાથે રહીશું. પરિણામે જર્મનીએ ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી અને બેલ્જીઅમના તટસ્થ રાજ્યપર ધસારો કર્યો. બેલ્જીઅમનું આક્રમણ થએલું જોઈ ઈંગ્લેંડ યુદ્ધમાં સામેલ થયું. યુદ્ધ પ્રસંગે બેલ્જીઅમની તટસ્થતા રક્ષવા જે રાજ્યો વચનથી બંધાયાં હતાં તેમાં બ્રિટન હતું, એટલે યુદ્ધમાં પડ્યા શિવાય તેને ઈલાજ ન રહ્યો.

આ રીતે એક બાજુએ જર્મની અને ઓસ્ટ્રીઆ તથા પાછળથી બલ્ગેરીઆ અને તુર્કી જોડાયાં. અને બીજી બાજુએ ઈંગ્લેડ, ફ્રાન્સ, સર્વિયા, અને બેલ્જીઅમ તથા પાછળથી બીજા ઘણાં રાજ્યો, વિશેષે જાપાન અને ઈટલિ જોડાયાં. ૧૯૧૭માં અમેરિકા પણ એ પક્ષમાં સામેલ થયું.

બ્રિટિશ સૈનિકો બનતી તાકીદે ફ્રાન્સ આવ્યા. પરંતુ બેલ્જીઅમપર જર્મનોએ કરેલો વટોળીઆના જેવો ધસારો કોઈ અટકાવી શકયું નહિ. પછી જાપાન બ્રિટનના પક્ષમાં સામેલ થયું અને તેણે જર્મનીનું સીંગટાઉ બંદર જીતી લીધું. આફ્રીકામાં પણ જર્મનીનાં ઘણાં સંસ્થાન ગયાં. યુદ્ધ

ચોમેર ચાલ્યું. આખી અંગ્રેજ પ્રજા દેશ ખાતર પોતાનું સર્વસ્વ હોમવા તૈયાર થઇ. અંગ્રેજ સૈન્ય પ્રમાણમાં ઘણું નાનું હતું. પરંતુ લોર્ડ કિચનરે પ્રજા પાસે સૈન્યની માંગણી કરી કે તરતજ બે દિવસમાં એક લાખ પુરૂષો સ્વયસેવક તરીકે જોડાયા અને આ ભરતી ચાલુ રહી. પુરૂષો સૈનિકો તરીકે રણભૂમિમાં ગયા, સ્ત્રીઓએ તેમની જગ્યાઓ લઇ અનેક પ્રકારનાં કામ ઉઠાવી લીધાં, અને બાળકો અને બાળિકાઓ પોતાના અભ્યાસ ત્યાગી યુદ્ધના પચરંગી કામમાં ગુંથાયાં. વળી સામ્રાજ્યના એકેએક અંગે યથાશક્તિ મદદ આપવામાં પાછી પાની કરી નહિ.

પ્રથમની મોટી લડાઇ પશ્ચિમ રણક્ષેત્ર પર થઇ. જર્મનો મારફાડ કરતા બેલ્જીઅમ વિંધીને આવ્યા માર્ગમાં તેમણે લુવેઇનની યુનીવર્સિટી સળગાવી મુકી તથા બીજા અનેક જુલમો ગુજાર્યા. પછી તેઓ મોન્સ નજીક બ્રિટિશ અને ફ્રેન્ચ સૈન્યોના સામસામા આવી ગયા. દુશ્મનનું બળ વિશેષ હોવાથી આ સૈન્યોને પાછા હઠવું પડયું અને જર્મનો પેરીસથી થોડાકજ માઇલ દૂર આવી લાગ્યા.

ત્યાર પછી બાજી કાંઇક પલટાઈ. માર્ન અને આઇન નદી નજીકની લડાઇઓમાં જર્મનોને સખત માર પડયો અને પાછા હઠવું પડયું. ઇપ્રીસ આગળ બે લડાઇ લડાઈ અને પરિણામે તે સુંદર શહેર જમીનદોસ્ત થઇ ગયું. પછી સોમ નદી આગળના યુદ્ધમાં મિત્રમંડળનું બળ પ્રકાશ્યું. દરમ્યાન વર્ડુનગઢના ફ્રેન્ચોએ સુંદર બચાવ કર્યો જેથી દુશ્મનનો પેરીસ પ્રત્યેનો માર્ગ બધ થઈ ગયો.

યુદ્ધ જમીન પર, પાણી પર, પાણીની અદર, અને હવામાં જોશભેર ચાલ્યું, જર્મન નૌકા ફોકલેન્ડ અને જટલેન્ડ નજીક હાર્યું. તેમને લાગ્યું કે બ્રિટિશ નૌકા સામે ખુલ્લા મેદાનમાં ટકવું મુશ્કેલ છે, તેથી તેઓએ 'સબમરીન' (પાણીની અંદરનું) યુદ્ધ શરૂ કર્યું. તેમણે ઘણી મન્વારો ડુબાડી તથા એવાં જાહેરનામાં બહાર પાડયાં કે બ્રિટિશ ટાપુઓની આજુબાજુના દરિયામાં કોઇ પણ પ્રજાનાં જહાજ આવશે તો તેઓ જોખમમાં આવી પડશે. આના ઉત્તરમાં બ્રિટિશ સરકારે જર્મનોના તમામ

જલવ્યાપારની બંધી જાહેર કરી; એટલે કે કોઇ પણ પ્રજાના વહાણે પોતાનો માલ જર્મની લઇ જવો નહિ. (આ સાથે નેપોલીઅનના બર્લીન ફરમાન તથા બ્રિટનના 'ઑર્ડર્સ ઇન કાઉન્સિલ' સરખાવો ) માણસો અને માલ લઇ જનારાં વહાણો, અને ડાકટરી સારવાર માટેનાં વહાણો પણ જર્મનોએ છોડયાં નહિ. પંદરની સાલમાં તેમણે ' લુસીટેનીઆ ' નામની હજારેક ઉતારૂઓથી ભરેલી સ્ટીમર ડુબાડી તે સાંભળી આખી દુનિયામાં ત્રાસ વ્યાપ્યો. પરતુ તેમણે પોતાનાં દારૂણ કૃત્યો ચાલુ રાખ્યાં. આજ કારણને લીધે સત્તરમાં અમેરિકા યુદ્ધમાં સામેલ થયું. વિમાની લડાઇઓ પણ આ સર્વ સમય ચાલુ હતી.

જર્મનીનો એક મુખ્ય ઉદ્દેશ હિંદ અને બીજા પૂર્વ તરફના દેશોના વેપાર કબજે કરવાનો હતો. તેણે તુર્કી અને બલ્ગેરીઆને ચઢાવી પોતાના પક્ષમાં ખડા કર્યા. આને લીધે બ્રિટિશ સૈન્યોને ઇજીપ્તમાં તથા અરબસ્તાનની રણભૂમિમાં, પેલેસ્ટાઇનમાં તથા મેસોપોટેમીઆમાં તુર્કો સામે લડવું પડયું.

ડાર્ડેનલ્સનો માર્ગ સર કરી કોન્સટેન્ટીનોપલ પર હુમલો કરવા માટે પંદરની સાલમાં અંગ્રેજ કાફલો તથા એક મોટું સૈન્ય મોકલાયું. પરંતુ આ સ્વારી નિષ્ફળ નીવડી. તેમણે સેલોનીકા બંદર તરફ પાછા હઠવું પડયું, જ્યાં રહ્યા રહ્યા તેમણે બલ્ગેરીઆ પર શેહ પાડી.

દક્ષિણ આફ્રિકામાં બોર અને અંગ્રેજોએ મળી જર્મનોનાં તમામ સંસ્થાન હાથ કર્યા, અને એ દિશામાં જર્મનોની વગ ખલાસ થઈ.

રશીઆ તરફની મિત્ર રાજ્યોને ભારે આશા હતી. શરૂઆતમાં તેના લશ્કરે સારૂં કામ આપ્યું. પણ સોળમાં જર્મનોએ તેમને મારી હઠાવ્યા. બીજે વર્ષે પેટ્રોગ્રેડમાં રાજ વિપ્લવ થયો, જે દુનિયામાં આજ સુધી બનેલા સર્વ રાજવિપ્લવોને ટપી જાય એવો હતો. ઝારને ગાદી છોડવી પડી અને પછી તેને અને તેના આખા કુટુમ્બને ઠાર કરવામાં આવ્યું. દેશ 'બોલશેવીકો' નામના ઉચ્છેદકોના હાથમાં ગયો. તેમણે આખી પ્રજાના ઉદ્યમી અને નિરૂદ્યમી એવા બે ભાગ પાડયા. જમીનદારો, ધર્માચાર્યો, અને

મિલ્કતના વ્યાજપર ગુજરાન ચલાવનારા નિરૂદ્યમીમાં ગણાયા. તેમનો એક ઉદ્દેશ એ છે કે આ વર્ગ નાબુદ થવો જોઇએ અને આખી પ્રજા ઉદ્યમી અને સમાન થવી જાઇએ.

રશીઆના વિપ્લવવાદીઓએ જર્મની સાથે જુદી સુલેહ કરી લીધી; અને મિત્રમંડળને તે તરફની આશા રહી નહિ, પણ ઉલટો ભય પેદા થયો. ઇટલિએ યુદ્ધમાં પોતાનો ભાગ સારી રીતે ભજવ્યો.

૧૯૧૮માં માર્શલ ફોશ નામના ફ્રેન્ચ સેનાપતિને આખા મિત્રમંડળના સૈન્યનો વડો નીમવામાં આવ્યો અને તેની સરદારી હેઠળ જીત ઉપર જીત થવા લાગી. આગલા શિયાળા દરમ્યાન શત્રુએ છેવટના ધસારા માટે મજબુત તૈયારીઓ કરી રાખી હતી. લશ્કરની ચાળીશ ટુકડી એક્કી સાથે ચાળીશ માઇલ પહોળાઇ ઘેરી આગળ વધી. બ્રિટિશને સોમ નદી ઓળંગી પાછા હઠવું પડયું. બ્રિટિશ, અમેરીકનો અને ફ્રેન્ચો સૈ ભેગા થઇ મક્કમપણે લડયા છતાં જર્મનો ધસ્યાજ ગયા. ઉપર કહ્યા મુજબ માર્શલફોશ વડો સેનાપતિ નીમાયો આમ થવાથી એક ફાયદો થયો. અત્યારસુધી દરેક રાજ્યનો સેનાપતિ સ્વતંત્ર હોઇ પોતાની મરજી મુજબ ચાલતો. હવેથી સર્વ સત્તા એક જણને મળવાથી તમામ મિત્ર રાજ્યોનાં સૈન્યો એક યત્રની પેઠે સરળ રીતે કામ કરવા લાગ્યાં. હવે જર્મનોની પીછેહઠ શરૂ થઇ. ફ્રાન્સમાંથી અને બેલ્જીઅમમાંથી પણ તેઓને હઠવું પડયું. તેઓ પુરપાટ સ્વદેશ ભણી ધાયા. સૈનિકો નિરાશ થઇ ગયા. આખરે જર્મનીએ સુલેહ માટે માંગણી કરી. તેના બીજા સાથીઓ અત્યાર પૂર્વે સુલેહ કરી ચુકયા હતા. કૈસર ગાદી ત્યાગી હોલેન્ડ ચાલી ગયો. ૧૯૧૯માં વર્સાઇલ્સ મુકામે સુલેહ થઇ. જર્મનીનાં તમામ સંસ્થાનો ગયાં; યુરોપમાં અલ્સાસ, લોરેઇન, અને પ્રશીઅન પોલેન્ડ આપી દેવા પડયાં; ફ્રાન્સને સારનદીની નજીકમાં આવેલી કોલસાની ખાણો પંદર વર્ષ સુધી મળી. એસ્ટ્રીઆના ભાગલા પડી ગયા. ઉપરાંત જર્મનીએ ભારે નુકસાનીના દંડ ભરવા, તથા પોતાનું નૌકા સોંપી દેવું એવા કરાર થયા. વર્સાઇલ્સમાં થએલી સુલેહ સાથે મહાન્ યુદ્ધ પુરૂં થયું.

**પ્રજાસંઘ.** દરેક મહાન્ ઘટનામાંથી માનવજાતને કાંઈ કાંઈ શિખવાનું મળે છે અને પરિણામે તે નવા નવા ઉપાયો યોજે છે, આ યુદ્ધમાંથી પણ દુનિયાને ઘણા બોધ મળ્યા. નવા નવા અનેક મોટા પ્રશ્નો ઉભા થયા. દુનિયામાંથી વિગ્રહ સમૂળા કાઢી શકાય કે નહિ ? દુનિયાની સર્વ પ્રજાનું એક પ્રતિનિધિમંડળ બનાવી તેની મારફતે રાજ્ય રાજ્ય વચ્ચેના ઝઘડાઓનો નીકાલ લાવી શકાય કે નહિ ? વિગેરે શાંતિના પ્રશ્નો ઉપર દુનિયાનું લક્ષ દોરાયું.

યુદ્ધ અશક્ય બને એવી સ્થતિ આણી, આખી આલમને હરહમ્મેશની શાંતિનાં મીઠાં ફળ ચખાડવા માટે 'લીગ ઓફ નેશન્શ,' પ્રજાસંઘ નામની સસ્થા સ્થાપવામાં આવી. તેના સભ્યોમાં જે જે મિત્રરાજ્યોએ વર્સાઇલ્સની સુલેહ પર સહીઓ આપેલી તેઓ છે; પણ બીજી પ્રજાઓને તેમાં જોડાવા માટે બંધી નથી. એ યોજનાનાં અસલ યોજકોનો હેતુ એવો છે કે સંઘમાં એક એક પ્રજા સામેલ થાય, અને સઘળા કોમી તથા ધાર્મિક મતભેદ અળગા થાય.

સંઘમાં મેનેજીંગ કમિટિ છે તેમાં એક જાથુકનો મંત્રી, એક મોટી સભા, અને એક નાની સભા છે. જાથુકનો મત્રી પ્રમુખસ્થાને વિરાજે છે. મોટી સભામાં જે જે રાજ્યો સંઘમાં જોડાયાં હોય તેમના એકેક પ્રતિનિધિ બેસે છે. નાની સભામાં અમેરિકા, બ્રિટિશ સામ્રાજ્ય, ફ્રાન્સ, ઈટલિ, જાપાન, અને બીજી ચાર પ્રજાઓના વકીલો બેસે છે. તેમની બેઠક જીનીવા મુકામે થાય છે.

**સંઘના ઉદ્દેશ.** ૧) સૈન્યબળ અને શસ્ત્ર બનાવનારા કારખાનાં ઓછાં કરાવવાં; ૨) દરેક પ્રજાને તેનો મુલક નિર્ભય છે એવી જાતની આંતરરાષ્ટ્રીય બાંહેધરી આપવી, અને જે કોઇ સુલેહનો ભંગ કરવા તૈયાર થાય તેને સૌએ એકત્ર થઇ ઠેકાણે આણવું; ૩) ઝઘડા જાગે તો તે વિગ્રહથી નહિ પણ લવાદપદ્ધતીથી પતાવવા; ૪) ઇન્સાફ માટે એક આંતર રાષ્ટ્રીય કચેરી સ્થપાવી. યુદ્ધનો ભય લાગે, તો નાની સભાએ વિચાર ચલાવવો અને તેઓ એકમત થાય તો તે પ્રશ્નનો નીકાલ થયો ગણાય;

પરતુ જો તે એકમત ન હોય તો એ કામ મોટી સભામાં લઈ જવું અને ત્યાં વધુમતિએ જે નક્કી થાય તે મુજબ ચાલવું. જો કોઈ પ્રજા સંઘના આ પ્રમાણે થએલા નિર્ણયનો અસ્વીકાર કરે તો તેણે સંઘ સામે લડાઈ જાહેર કરી એમ ગણાશે અને પરિણામે તેનો બહીષ્કાર કરવામાં આવશે. વળી સંઘના કોઈ સભ્યને અ-સભ્ય રાજ્ય સાથે તકરાર થાય તો તે અસભ્ય રાજ્યને કામચલાઉ સભ્ય થવું પડે.

**આયરિશ પ્રશ્ન.** આ રાજ્યમાં આયર્લેન્ડનો પ્રશ્ન પાછો તીવ્ર બન્યો હતો. સર્વ પક્ષો સંતોષાય એવી જાતના સમાધાનના માર્ગમાં અનેક અડચણો હતી. ગ્રેટ બ્રિટન અને આયર્લેન્ડ વચ્ચે કોમી વેર, ભાષા ભેદ, અને ધાર્મિક અંતર હોવાથી એ વસ્તુઓ જ્યારે ત્યારે નડતી આવી છે. ઉપરાંત અલ્સ્ટર અને બાકીનું આયર્લેન્ડ એ બેને બાપે માર્યા વેર હતું, તે બીજી આફત હતી. આયરિશ નેશનેલીસ્ટોને હોમરૂલ-સ્વરાજ્ય જોઈતું હતું ત્યારે અલ્સ્ટરવાળાઓ ૧૮૦૦માં થએલા સયોગને નાબુદ કરવા ઇચ્છતા ન હતા. આ બે પક્ષો વચ્ચેનો વૈરભાવ એટલો બધો વધી ગયો હતો કે ૧૯૧૪માં તેમના વચ્ચે વિગ્રહ જાગત. પરતુ એટલામાં મહાન્ વિગ્રહ ફાટતાં સૌ કોઇ સામ્રાજ્યની ધજા હેઠળ એકત્ર થયા. પરંતુ ૧૯૧૬માં ડબ્લીનમાં બળવો થયો અને તેની પુંઠે સીનફીનનું બળ વધી પડયું. સીનફીનવાળાઓ હવે હોમરૂલથી સંતોષાય એમ ન હતું. હવે તેઓ સ્વતંત્ર પ્રજાસત્તાક સ્થાપવા માંગતા હતા. પછી લશ્કરમાં ફરજીઆત જોડાવા વિષે આયર્લેન્ડમાં સખત વાંધો ઉઠયો. આ સર્વ વસ્તુઓને લીધે વસ્તુસ્થિતિ એવી થઈ હતી કે સમાધાન દેખીતું અશક્ય લાગતું હતું.

**સમાધાન.** ૧૯૧૧ પછી હોમરૂલ બીલ બે વખત આવ્યું હતું પણ બન્ને વેળા ઉમરાવોએ તે નાપાસ કર્યું. પછી ૧૯૧૪માં પ્રયત્ન થયા પરંતુ મોટી લડાઈને લીધે તે કામ મુલ્તવી રહ્યું. વીશમાં લોઈડ જ્યોર્જે હોમરૂલ બીલ પાસ કરાવ્યું. આમાં એમ હતું કે આયર્લેન્ડમાં બે આમ સભાઓ થાય, એક ઉત્તરવાળા માટે ૪૨ સભ્યોની, અને બીજી દક્ષિણવાળા માટે ૧૨૮ સભ્યોની. ઉપરાંત એક કાઉન્સિલ બનાવવી જેમાં ઉત્તર દક્ષિણ

બન્નેના વીશ વીશ સભ્યો આવે. વળી સામ્રાજ્યની પાર્લમેન્ટમાં આયર્લેન્ડના ૪૬ સભ્યો બેસે. આ સભાઓને સામ્રાજ્યને લગતી બાબતો વિષેની સત્તા ન હતી. કારોબારી સત્તા લોર્ડ લેફ્ટેનન્ટને અપાઈ. સામ્રાજ્યના ખર્ચ પેટે આયર્લેન્ડને હીસ્સો આપવાનો હતો.

ઉપરોક્ત યોજના સફળ ન થવાથી બીજે વર્ષે લોઇડ જ્યોર્જે નવી યોજના ઘડી અને આ વખતે તે સફળ થયો. આના મુખ્ય મુદ્દા એ છે કે–૧) આયરિશ ફ્રી સ્ટેઇટ સ્થાપવું તથા તેને કેનેડાના જેવું સ્વરાજ્ય આપવું; ૨ રાજા તરફથી ગવર્નર જનરલ નીમાય; ૩ આયરિશ સભ્યોએ ફ્રી સ્ટેઇટ, તથા રાજાને વફાદાર રહેવાના સોગંદ ખાવા; ૪ ફ્રી સ્ટેઇટે સામ્રાજ્યના ખર્ચમાં પોતાનો ફાળો આપવો; ૫ જ્યાંસુધી આયર્લેન્ડ આત્મરક્ષણ માટે જોગવાઈ ન કરી શકે ત્યાં સુધી ગ્રેટ બ્રિટને તેનું રક્ષણ કરવું; ૬ અલ્સ્ટર આ ફ્રી સ્ટેઇટમાં રહે કે નહિ તે વિષેનો નિર્ણય કરવા તેને અધિકાર આપવો તથા એ નિર્ણય એક મહિનામાં જાહેર કરવો. આ યોજના સીન ફીનવાળાઓએ ૧૯૨૨ના આરંભમાં સ્વીકારી.

---

# ઈંગ્લેંડના અર્વાચીન ઈતિહાસની રૂપરેખા.

## ટ્યુડર વંશ ૧૪૮૫–૧૬૦૩ (૧૧૮ વર્ષ)

ટ્યુડર વંશ દરમ્યાનના સો સવાસો વર્ષના ગાળાના મુખ્ય લક્ષણ ચાર છે; રાજાઓની આપખુદી, રાષ્ટ્રીય મહત્ત્વ, આંતરરાષ્ટ્રીય મહત્ત્વ, અને ધર્મસુધારણા.

### ક. આપખુદી.

**સાતમા હેન્રીએ નિરંકુશ રાજસત્તાનો પાયો નાંખ્યો.**

૧. ગાદી માટેના હક્કદારો,–વોરિક, સિમ્નલ, અને વોર્બેકને છુંદ્યા.

૨. યોર્કપક્ષની ઇલિઝાબેથ વેરે લગ્ન.

૩. ઉમરાવો પ્રત્યે સખ્તાઈ.

૪. પાર્લમેન્ટ પ્રત્યે વર્તન (સ્ટાર ચેમ્બર, દાન, લોન, વિગેરે માર્ગે નાણાં પ્રાપ્તિ.)

**આઠમા હેન્રીએ આપખુદીની ઇમારત ચણી.**

૧. લોકપ્રિય બન્યો.

૨. ધર્મખાતાની પદ્ધતિ. ધાર્મિક સર્વોપરિત્વ મેળવી રાજસત્તા સબળ બનાવી.

૩. પાર્લમેન્ટ પ્રત્યે વર્તન. પાર્લમેન્ટને સુંદર બક્ષીસો વડે વશ કરી અને પરિણામે સર્વોપરિપણાનો ધારો, મઠોના નાશ, રાજગાદીનું વસિયતનામું, રાજદ્રોહનો નવો કાયદો, રાજાના જાહેરનામાની કાયદા સમાન ગણત્રી, હલકું નાણું વિગેરે કર્મો પાર્લમેન્ટ પાસે કરાવી શક્યો.

૪. વ્યક્તિગત અને સામુદાયિક વિરોધ છુંદ્યા.

**ઈલિઝાબેથે ઈમારત પૂર્ણ કરી.**

૧. ધર્મખાતું; સર્વોપરિપણું, ધર્મ ઐક્ય, સોગંદ અને ઓગણચાળીશ કલમોથી રાજસત્તા બળવાન બને છે.

૨. પાર્લમેન્ટ પ્રત્યે વર્તન. એ સભાનું બળ ઘણું ઘટયું.
૩. સ્કોટ રાણી મેરીની પડતી.
૪. બળવા દાબી દીધા; કેથોલિકો અને પ્યુરિટનો પર અત્યાચાર.

## ખ. રાષ્ટ્રીય મહત્ત્વ,

### સાતમા હેન્રીએ રાષ્ટ્રીય મહત્ત્વનો પાયો નાંખ્યો.

૧. શાંતિ, સમૃદ્ધિ, અને વહાણુબંધી
૨. આયર્લેન્ડનો રાજા બન્યો, પોયર્નિગનો કાયદો કર્યો.
૩. સ્કોટલેન્ડ સાથે વિવાહસંબંધ.

### આઠમા હેન્રીએ ઇમારત ઉભી કરી.

૧ શાંતિ, સમૃદ્ધિ, અને વહાણુબંધી.
૨. સ્કોટલેન્ડને બે વાર હરાવ્યું.
૩. ઇંગ્લેંડ વેલ્સનો સયોગ.
૪ આયર્લેન્ડનો રાજા.

### ઇલિઝાબેથે ઇમારત પુરી કરી.

૧. રાષ્ટ્રધર્મની સ્થાપના.
૨. આયર્લેન્ડનો વિજય.
૩. સ્કોટ પ્રેસ્બિટેરિયનો સાથે મૈત્રી.
૫. દરિયાથી સુરક્ષિત એવા સંયુક્ત ગ્રેટ બ્રિટનનો પાયો નંખાયો.
૫. શાંતિ, સમૃદ્ધિ, અને હુન્નરની પ્રગતિ.
૬. વહાણુબંધી, દરિયાઈ સ્વારીઓ

## ગ. આંતરરાષ્ટ્રીય મહત્ત્વ.

### સાતમા હેન્રીએ ઇંગ્લંડના આંતરરાષ્ટ્રીય મહત્ત્વનો પાયો નાંખ્યો.

૧. આયર્લેન્ડનો રાજા.
૨. સ્કોટલેન્ડ સાથે વિવાહ સંબંધ.
૩. સ્પેઇન સાથે વિવાહ સંબંધ.
૪. જોન કેબટની દરિયાઈ સ્વારી.

### આઠમા હેન્રીએ ઇમારત ઉભી કરી.

૧. સ્કોટલેન્ડનો પરાજય.

૨. વેલ્સ ઇંગ્લેડનો સંયોગ.

૩. બળતુલાની નીતિ અખત્યાર કર્યાથી ઇગ્લેડ યુરોપી રાજ્યોમાં લવાદ જેવું બન્યું.

૪. સીબાસ્ટીઅન કેબટની દરિયાઇ સ્વારી.

### ઈલિઝાબેથે ઇમારત પૂર્ણ કરી.

૧. આયર્લેન્ડની જીત.

૨. સ્કોટ પ્રેસ્બિટેરીઅનો સાથે મૈત્રી.

૩. દરિયાથી સુરક્ષિત એવા સંયુક્ત ગ્રેટબ્રિટનનો પાયો નખાયો.

૪. સ્કોટરાણી મેરીની પડતીને લીધે ફ્રાન્સની પ્રતિષ્ઠા ઘટી.

૫. અંગ્રેજ નાવિકોનાં સાહસ ઇંગ્લેડની પ્રતિષ્ઠા વધારે છે.

૬. આર્મેડાના પરજયથી દરિઆઇ સ્વામિત્વનો માર્ગ ઇંગ્લેડ માટે ખુલે છે.

## ઘ. ધર્મ સુધારણા.

### આઠમો હેન્રી.

૧ રોમનો કાંટો કાઢયો. સર્વોપરિપણાનો કાયદો.

૨ સિદ્ધાંતમાં કશો ફેરફાર થતો નથી.

### છઠ્ઠો એડવર્ડ.

૧ રોમ સાથે થએલો વિચ્છેદ ચાલુ; સર્વોપરિપણું અને વફાદારીનાં સોગંદ

૨ સિદ્ધાંતમાં ફેરફારઃ-

ક. ધર્મ બોધનું પુસ્તક

ખ. પાર્લમેન્ટના ઠરાવથી પ્રાર્થનાપોથી દાખલ કરાય છે અને ધર્મ ઐક્યના કાયદાથી તેનો અમલ કરવામાં આવે છે

ગ. પ્રાર્થના પોથીમાં સુધારા વધારા થાય છે.

ઘ. પ્રોટેસ્ટન્ટ ઢબની પ્રાર્થનામાં સૌની હાજરી ફરજીઆત કરવામાં આવે છે, ગેરહાજર રહેનારને દંડ અને બીજી સજા.

ચ. ઉપાસનામાં બહોળા ફેરફાર.

છ બેતાળીશ કલમો.

## મેરી.

૧. સર્વોપરિપણાની પ્રતિજ્ઞા બંધ થાય છે.

૨. કેથોલિક ઢબની ઉપાસના પાછી ચાલુ થાય છે.

૩. પ્રોટેસ્ટન્ટો પર જુલમ.

## ઇલિઝાબેથ.

૧. રોમ સાથે પાછો વિચ્છેદ. સર્વોપરિપણાનો કાયદો તથા પ્રતિજ્ઞા.

૨. સિદ્ધાંતમાં ફેરફાર –

ક. છઠ્ઠા એડવર્ડના સમયની પ્રાર્થના પોથી ધર્મ ઐકયના કાયદાથી દાખલ થાય છે.

ખ. ઉપાસનામાં સંપૂર્ણ ફેરફાર.

ગ પ્રોટેસ્ટન્ટ પ્રાર્થનામાં ફરજીઆત હાજરી.

ઘ. ઓગણચાળીશ કલમો.

ચ. કેથોલિકો અને ડિસેન્ટરો પર જુલમ.

---

# સ્ટુઅર્ટ વંશ ૧૬૦૩–૧૭૧૪ (૧૧૧ વર્ષ.)

સ્ટુઅર્ટ યુગના ૧૧૧ વર્ષ દરમ્યાન મુખ્ય બાબત રાજા અને પાર્લમેન્ટ વચ્ચેનો ઝઘડો છે; અને બેતાળીશનો બળવો, સાડની પુનઃ સ્થાપના, અને અઠયાસીનો વિપ્લવ એ આ ઝઘડાનાં સીમાચિન્હ છે.

# પહેલો જેઇમ્સ.

## તેની અપ્રિયતાનાં કારણો.

### ૧ ધર્મખાતાની બાબત.

ક. તેણે રાષ્ટ્રધર્મની હિમાયત કરી.

ખ. પ્યુરિટનો અસતુષ્ટ [ કાવત્રાં, હેમ્પટન કોર્ટ કોન્ફરન્સ, અને વિદેશ વાસ.]

ગ. કેથોલિકો અસંતુષ્ટ [કાવત્રાં.]

ઘ. પ્રેસ્બિટેરીઅનો અસંતુષ્ટ.

### ૨ રાજસત્તાના અતિશયતા ભર્યા અભિપ્રાય.

ક. ઇશ્વરી હક; રાજાનો વિશિષ્ટ હક.

ખ. ગેરકાયદેસર કૃત્યો, દંડ, ઇજારા, દાન, નજરાણાં, ઇલ્કાબનાં વેચાણ, પાર્લમેન્ટનાં વિસર્જન.

૩ ઉમરાવોનું વર્તન.

૪ રાષ્ટ્રીય જાગ્રતિ.

## તેની અપ્રિયતાનાં પરિણામ.

૧ રાજા પાર્લમેન્ટ વચ્ચેનો ઝઘડો.

ક. રાજાને નાણાં જોઇએ, પાર્લમેન્ટ તે આપવા ના પાડે, તેનું વિસર્જન થાય, નવી પાર્લમેન્ટ આવે, ત્યાં પણ એવું જ વર્તન ચાલુ રહે.

ખ. પહેલી પાર્લમેન્ટે રાજાના વિશિષ્ટ હક વિષે વાંધો ઉઠાવ્યો. બીજી પાર્લમેન્ટે એમ કહ્યું કે પહેલાં પ્રજાના પરિતાપ દૂર કરો. તો જ નાણાં આપીએ.

ત્રીજી પાર્લમેન્ટે બેકન પર રાજદ્રોહનો આરોપ મુકયો અને આગ્રહ પૂર્વક વાંધો રજુ કર્યો.

ચોથી પાર્લમેન્ટે ઇજારા નિંદ્યા, અને સ્પેઇન સાથે વિગ્રહ કરવા સલાહ આપી.

# પહેલો ચાર્લ્સ.

## ક. તેની અપ્રિયતાનાં કારણો.

### ધર્મખાતું

૧ તેણે રાષ્ટ્રધર્મને ટેકો આપ્યો.
૨ પ્યુરિટનો અસંતુષ્ટ (સ્ટાર ચેમ્બર, હાઇ કમિશન કોર્ટ)
૩ પ્રેસ્બિટેરીઅનો અસંતુષ્ટ ( રાષ્ટ્રીય પ્રતિજ્ઞા)

### રાજસત્તાના અતિશયતા ભર્યા અભિપ્રાય

૧ ઇશ્વિરી હક્ક; રાજાનો વિશિષ્ટ હક્ક.
૨ ગેરકાયદેસર કામ-દંડ, ઇજારા, દાન, નજરાણાં, માનચાંદનાં વેચાણ, પાર્લમેન્ટનાં વિસર્જન, અગીઆર વર્ષ સુધી સભા વિનાનું રાજ્ય, ગેરકાયદેસર કચેરીઓ, ગેરકાયદેસરના કરવેરા, વહાણવેરો, સ્થાયિ સૈન્ય.

### ઉમરાવોનું વર્તન.

### રાષ્ટ્રીય જાગૃતિની વૃદ્ધિ.

## ખ. તેની અપ્રિયતાનાં પરિણામ.

રાજા પાર્લમેન્ટ વચ્ચે ઝઘડો.

**૧ એ ઝઘડાનાં લક્ષણો.** રાજાને નાણાંની જરૂર પડે છે, પાર્લમેન્ટ તે આપવા ના પાડે છે, વિસર્જન થાય છે, નવી પાર્લમેન્ટ આવે છે, અને ત્યાં પણ એને એ સ્થિતિ ઉભી થાય છે.

### ૨ વિગત.

પહેલી પાર્લમેન્ટ 'ટનેજ' અને 'પાઉન્ડેજ' એક વર્ષ માટે મંજુર કરે છે.
બીજી પાર્લમેન્ટ ગેરકાયદેસર કરવેરા સામે વિરોધ ઉઠાવે છે; બકિંગ્હામ પર આરોપ મુકવા ઇચ્છે છે.

ત્રીજી પાર્લમેન્ટ રાજા પાસે પ્રજાહકકની પત્રિકા પર સહી કરાવે છે.
અગીઆર વર્ષ સુધી પાર્લમેન્ટ વિના રાજ્ય ચાલે છે.
ચોથી પાર્લમેન્ટ પ્રથમ પરિતાપનું નિવારણ અને પછી નાણાંની મંજુરી એવા પોકાર ઉઠાવે છે.

## પાંચમી (લાંબી) પાર્લમેન્ટ.

ક. સભા પોતાનું જીવન નિર્ભય કરે છે.
ખ. રાજાના કારભારને નિંદે છે; ગેરકાયદેસર કાઉન્સિલોને રદ કરે છે; સ્થાયિ સૈન્ય કાઢી નાંખે છે.
ગ. તે રાજાના પ્રધાનોને નિંદે છે; સ્ટ્રેફર્ડ અને લોડ પર રાજદ્રોહના આરોપ મુકે છે.
ઘ. ખુદ રાજાને પણ નિંદે છે; મોટો વાંધો.
ચ. ત્રિવાર્ષિક કાયદો, તથા પાર્લમેન્ટની અનુમતિ વિના કર નાંખી શકાય નહિ એવો કાયદો પાસ કરે છે.

## ગ. પ્રજા વિગ્રહ.

કારણો-સ્ટુઅર્ટોની અપ્રિયતા-

૧ ધર્મખાતું-તેઓ રાષ્ટ્રધર્મ પર કૃપાદષ્ટિ રાખતા; પ્યુરિટનો નીરાશ થયા અને તેમના પર જુલમ થયા; સ્કોટલેન્ડમાં અંગ્રેજી રાષ્ટ્રધર્મ બળાત્કારે દાખલ કરાવવાના પ્રયત્ન થયા.

૨ આપખુદી સિદ્ધાંતો-ઇશ્વરી હક, વિશિષ્ટ હક.

૩ ગેરકાયદેસર કૃત્યો-કરવેરા, દંડ, દાન, નજરાણાં, ઇજારા, ઇલ્કાબનાં વેચાણ, અગીઆર વર્ષ સુધી પાર્લમેન્ટ વિનાનો કારભાર, ગેરકાયદેસર કચેરીઓ, વહાણવેરો, સ્થાયિ સૈન્ય, પાર્લમેન્ટ વિસર્જન.

### મુખ્ય બનાવો.

૧ શરૂઆતમાં રૂપર્ટની સરદારી હેઠળ એજહિલ અને બીજી એક એ લડાઇમાં કેવેલીઅરોની જીત.

૨ ન્યુબેરી આગળ પાર્લમેન્ટ પક્ષની જીત.

૩ સ્કોટલેન્ડના કોવેનન્ટનો પાર્લમેન્ટ અંગીકાર કરે છે.

૪ સ્કોટ અને વજપક્ષીઓ મળી માર્સ્ટન મૂર અને ન્યુબેરી આગળ જીતે છે.

૫ નવી ઢબનું પાર્લમેન્ટનું સૈન્ય નેસ્બી નજીક જીતે છે.

૬ મોન્ટ્રોઝ રાજાને સહાય કરવા પ્રયાસ કરે છે, પણ ફાવતો નથી.

૭ રાજા સ્કોટોને શરણે જાય છે; તેઓ રાજાને, પાર્લમેન્ટ પાસે નાણાં લઈ તેના હાથમાં સોંપે છે.

### પરિણામ.

૧ પ્રાઇડનો જુલાબ.

૨. લાંબી પાર્લમેન્ટનું ઠુંઠું જે હજુ રહ્યું હતું તેણે રાજાની તપાસ ચલાવી તથા દેહાંત સજા કરી.

૩. પ્રજાસત્તાક રાજ્ય જાહેર થયું.

---

## પ્રજાસત્તાક રાજ્ય.

### ક્રોમ્વેલ પ્રજાવિગ્રહ દરમ્યાન.

૧. આત્મસંયમનો કાયદો કરાવી ક્રોમ્વેલ સૈન્યનો મુખ્ય સેનાપતિ બન્યો.

૨. તેણે નવી ઢબનું સૈન્ય બનાવ્યું.

૩. તેણે નેસ્બી આગળ રાજપક્ષને હરાવ્યો.

૪. સૈન્યના પક્ષમાં રહી તેણે પ્યુરિટનોને પાર્લમેન્ટમાંથી કાઢયા ( પ્રાઇડનો જુલાબ ), અને પછી પેલી 'ઠુંઠી' પાર્લમેન્ટ બોલાવી, જેણે રાજાને દેહાંત સજા ફરમાવી.

### ખ. ક્રોમ્વેલ, પ્રજાસત્તાકનો સેનાપતિ.

૧. આયર્લેન્ડમાં જઈ, ત્યાં ત્રાસ વર્તાવી, તે આખા દેશને તાબે કરે છે.

૨. પછી સ્કોટલેન્ડ જઈ ત્યાં ડન્બાર આગળ સ્કોટ લોકોને હરાવે છે.

## ગ. ક્રોમ્વેલ, દેશરક્ષક.

૧. સામાજિક જુલમ. અંગ્રેજ જીવનમાં પ્યુરિટન ઉદાસીનપણાની છાયા દાખલ થાય છે.

૨. રાજકીય જુલમ. ક્રોમ્વેલ ઠુંઠી સભાને કાઢી મુકે છે, ત્યારપછી પોતે ચાર પાર્લમેન્ટ બોલાવે છે પણ તે ચારેથી કટાળી તેમને રજા આપે છે. પહેલી અને બીજી પાર્લમેન્ટમાંથી તો તેણે સો એક સભ્યો ને નાલાયક ગણી કાઢી મુક્યા હતા. રાજ્ય બંધારણ તેણે બદલી નાંખ્યું.

૩. આર્થિક જુલમ. રાજાના સમય કરતાં કરવેરા ત્રણગણા થઈ ગયા.

૪. ધાર્મિક જુલમ. કેથોલિક અને રાષ્ટ્ર ધર્મવાળાઓ પાસેથી ભારે દંડ લેવાયા.

૫. પરરાજ્ય નીતિ. ક્રોમ્વેલે યુરોપી પ્રોટેસ્ટન્ટ રાજ્યોમાં ઇંગ્લેંડને અગ્રણી બનાવ્યું.

## ઘ. લાંબી પાર્લમેન્ટ અને તેમાં થએલા ફેરફાર.

૧. લાંબી પાર્લમેન્ટ ૧૬૪૨–૧૬૪૯. આ સભાએ રાજાને, તેના કારભારને, અને પ્રધાનોને નિંદ્યા. બાદ તેણે પ્રજાવિગ્રહ ચલાવ્યો અને રાજાને કેદ કર્યો.

૨. ઠુંઠી પાર્લમેન્ટ (૧૬૪૯–૧૬૫૩) એટલે ૯ બી પાર્લમેન્ટ બાદ પ્યુરિટન સભ્યો જેમને ક્રોમ્વેલના હુકમથી પ્રાઇડે કાઢી મુક્યા હતા. જ્યારે તેણે સૈન્યની તરફેણ છોડી દીધી, ત્યારે ક્રોમ્વેલે તેને રૂખ્શદ આપી.

૩. બેરબોન પાર્લમેન્ટ (૧૬૫૩), સૈન્યના અમલદારોની કાઉન્સિલે સભ્યો પસંદ કર્યા હતા. તેણે આગળ પડતા સુધારા કરવાનો નિશ્ચય દર્શાવ્યો તેથી ક્રોમ્વેલે તેને રદ કરી.

૪. રક્ષકરાજ્યની પહેલી પાર્લમેન્ટ (૧૬૫૩–૧૬૫૫). નવી રાજ્ય પદ્ધતિની રૂએ આ સભા બોલાવાઈ હતી, તેમાં ૪૬૦ સભ્યો હતા. પરંતુ સૈન્ય તરફ વિરોધ દર્શાવવાથી એ સભા પણ વિસર્જન કરવામાં આવી.

૫. બીજી પાર્લમેન્ટ (૧૬૫૬–૧૬૫૮) તેણે ક્રોમ્વેલને નમ્ર અરજી પત્ર તથા સલાહ મોકલી. પરંતુ નવી ઉમરાવ સભાનો અસ્વીકાર કરવાથી તેને રદ કરવામાં આવી.

૬. રિચર્ડ ક્રોમ્વેલની પહેલી પાર્લમેન્ટ (૧૬૫૮) સૈન્યની હુકમથી વિસર્જન થઈ.

૭. ઠુંઠી પાર્લમેન્ટ (૧૬૫૯) બોલાવાઈ પણ સૈન્યે તેને રજા આપી.

૮. ઠુંઠી પાર્લમેન્ટ (૧૬૫૯) પાછી બોલાવાઈ. સેનાપતિ મંકે પ્રાઇડના જુલામને લીધે જે જે સભ્યો કાઢી મુકાયા હતા તેમને પાછા બોલાવ્યા આ સભાએ નવી પાર્લમેન્ટ બોલાવવા માટે બંદોબસ્ત કર્યો અને પછી પોતાની મેળે વિસર્જન થઈ.

---

## બીજો ચાર્લ્સ.

### ક. આકરી નીતિ.

#### ૧. ધાર્મિક

તેણે પ્યુરિટનો અને નિરંકુશપંથીઓ સામે જાપ્તાના કાયદા કર્યા; સ્કોટલેન્ડમાં અંગ્રેજ રાષ્ટ્રધર્મ બળાત્કારે દાખલ કર્યો; ઇંગ્લેંડમાં કેથોલિકો પર કૃપા દર્શાવી (ધર્મછુટનું જાહેર નામું); આયર્લેંન્ડના કેથોલિકોને ધર્મ છુટ અપાવી; બે કેથોલિક પ્રધાન નીમ્યા; જેમ્સને નૈકાધિપતિ નીમ્યો.

#### ૨. રાજકીય.

તે વારંવાર પાર્લમેન્ટને મોકુફ રાખતો વ્હીગ બળ ઘટાડવા માટે તેણે કેટલાક શહેરોના પટા લઈ લીધા.

તેણે સરકારી દેવું આપવા ના પાડી. બાતલ બિલની સામે થયો.

#### ૩. પરરાજ્ય બાબત.

ઇંગ્લેંડ, હોલેન્ડ, અને સ્વિડન વચ્ચે થએલી ત્રિરાજ્ય સંધીને ન ગણકારી તેણે ફ્રાન્સ સાથે મૈત્રી બાંધી, ડન્કર્ક વેચ્યું, ડોવરના ગુપ્ત કરાર કર્યા, તથા ફ્રાન્સનો પગારદાર બન્યો.

## ખ. છુટછાટની નીતિ.

૧ પાર્લમેન્ટને ખુશ કરવા તેણે પોતાના પ્રધાનોને (ક્લેરેન્ડન, કેબાલ મંડળ, ડેન્બી) રજા આપી હતી.

૨ ધર્મછુટનું જાહેરનામુ પાછું ખેંચી લીધું, કસોટીના કાયદાપર સહી આપી, અને પોપિશ કાવત્રાં દરમ્યાન બેપરવાઇ રાખી.

૩ હેબિઅસ કોર્પસ કાયદો પાસ થવા દીધો.

## ગ. પરિણામ

ઉપરોક્ત બે પ્રકારની નીતિનાં સુંદર સંમિશ્રણ વડે તે પોતાની મરજી મુજબનું રાજ્ય ચલાવવામાં ઘણે અંશે ફાવ્યો.

## બીજો જેમ્સ.

### અપ્રિયતાનાં કારણો.

૧ તે લોકલાગણી ગુમાવી બેઠો (જેફ્રીસની ખુની સેશન).

૨ વ્હીગ પક્ષને તેણે અળગો કર્યો (કસોટીનો કાયદો રદ કર્યાથી).

૩ ટોરી પક્ષને વિમુખ બનાવ્યો (યુનિવર્સિટીઓમાં માથું મારીને).

૪ ધર્માચાર્યોનો વિરોધ વહોર્યો (ધર્મછુટનું જાહેરનામું; સાત બિશપોનો મુકદ્દમો ).

૫ કુંવરના જન્મથી તેની અપ્રિયતા ઘણી વધી ગઇ.

### રાજ વિપ્લવ.

કારણો–ઉપર દર્શાવેલા પાંચ મુદ્દા.

### મુખ્ય બનાવો.

૧ વિલિયમને આમંત્રણ; તેનું આગમન.

૨ જેઇમ્સનું પલાયન; પકડાઇ જવું; ફરી પાછું નાસી છુટવું;

૩ રાજસત્તા મેરી અને વિલિયમને સોંપાઈ. નવા રાજારાણીએ પ્રજાહકના કાયદા પર સહી કરી.

### મહત્વ.

૧ મર્યાદિત રાજસત્તાનું મડાણ.
૨ ઉમરાવોની સત્તા વધી.
૩ લોકસત્તાનો માર્ગ તૈયાર થવા લાગ્યો.

## રાજા પાર્લમેન્ટ વચ્ચેનો ઝઘડો.

### કારણો.

## ક. પહેલો જેઇમ્સ અને પહેલો ચાર્લ્સ

૧ ધર્મ વિષેની નીતિ.
૨ રાજસત્તાના અતિશયતા ભર્યા વિચારો.
૩ ગેરકાયદેસર કૃત્યો.
૪ રાષ્ટ્રીય જાગ્રતિ.
૫ ઉમરાવોનું વર્તન.

## ખ. બીજો ચાર્લ્સ

### ધાર્મિક.

૧ પ્યુરિટનો સામે જામાના કાયદા.
૨ પ્રેસ્બિટેરિઅનો પર, રાષ્ટ્રધર્મ પળાવવા માટે બળાત્કાર.
૩ કેથોલિકો ઉપર કૃપાદૃષ્ટિ.

### દેશમાં.

૪ બ્હીગ શહેરોના પટા છીનવી લીધા;
૫ બાતલ બિલ સામે વિરોધ;

### દેશ બહાર.

૬ ડચ યુદ્ધ;
૭ ડન્કર્કનું વેચાણ;
૮ ફ્રાન્સ સાથે ગુપ્ત કરાર;

## ગ. બીજો જેઇમ્સ

લોકો, ટોરીઓ, વ્હીગો, ધર્માચાર્યો, સૌની અપ્રીતિ.

### મુખ્ય ઘટનાઓ.

૧. રાજાને નાણાં જોઈએ, પાર્લમેન્ટ ના પાડે, વિસર્જન થાય, પાછી બોલાવાય, એ પ્રમાણે ચાલ્યા કર્યું.

૨. વિગતો.

ક. પહેલા જેઇમ્સની ચાર પાર્લમેન્ટો.

ખ. પહેલા ચાર્લ્સની પાંચ પાર્લમેન્ટો.

ગ. અગીઆર વર્ષની આપ અખત્યારી.

ઘ. પ્રજા વિગ્રહ.

ચ. પ્રજાસત્તાકની સ્થાપના.

છ. પુનઃસ્થાપના (સ્ટુઅર્ટોની)

જ. બીજા ચાર્લ્સની આકરી તેમજ છુટછાટ વાળી રાજનીતિ.

ઝ. બીજા જેઇમ્સની પ્રજાને ઉશ્કેરે એવી નીતિ.

ટ. રાજવિપ્લવ.

પરિણામ.

૧. મર્યાદિત રાજસત્તાની સ્થાપના.

૨. ઉમરાવોની સત્તાની જમાવટ.

૩. લોકસત્તા તરફ પ્રયાણ.

## ત્રીજો વિલિયમ.

### તેની અભિલાષાઓ.

૧. ઉદ્દેશ.

હોલેન્ડનું રક્ષણ અને ફ્રાન્સનું ખંડન.

૨. સાધન.

ક. ઇંગ્લેંડની ગાદી તેણે મહા આનંદ સાથે સ્વીકારી.

ખ. ઇંગ્લેંડની ગાદી જાળવી રાખવા તે આતુર હતો.

૧. તેણે જેઈમ્સવાળાઓને સ્કોટલેન્ડમાં, આયર્લેન્ડમાં અને ઇંગ્લેંડમાં હરાવ્યા.

૨. વફાદારીના સોગંદ નહિ લેનારા નોન જ્યુરરોને રજા આપી.

૩. રાષ્ટ્રીય કરજ અને બેન્ક ઓફ ઇંગ્લેંડ સ્થાપવા હા પાડી.

૪. તેણે પાર્લમેન્ટને રાજી રાખી, પ્રજા હકકનો કાયદો પાસ કર્યો, બીજા પ્રજાકીય કાયદા પસાર થવા દીધા, પોતાના ડચ અંગરક્ષકોને રજા આપી, વ્હીગ અને ટોરી બન્ને પક્ષની ખુશામત કરી, પછી ટોરીને પડતા મુકી વ્હીગ ઉપર કૃપા દર્શાવી.

**૩. તેની ફત્તેહ.**

ક. તેણે પાર્લમેન્ટને સમજાવી ઇંગ્લેડને ફ્રાન્સ વિરૂદ્ધના મંડળમાં સામેલ કર્યું અને એ રીતે ફ્રાન્સના રાજ્ય લોભ પર કાપ મુકયો.

ખ. સ્પેઇનની ગાદી વિષેનું યુદ્ધ તેણે ઉભું કર્યું અને તે યુધ્ધે ફ્રાન્સનું બળ તોડયું.

## આન.

## સ્પેઇનની ગાદી માટેનું યુદ્ધ.

**કારણો.**

ચૌદમો લુઈ રહાઈન નદી સુધી ફ્રાન્સની હદ વધારવા ઇચ્છતો હતો.
ચૌદમા લુઇએ સ્પેઇનના ભાગલા વિષે થએલા કરાર પાળ્યા નહિ.
ચૌદમા લુઇએ વડા રાજપાખંડીને ઇંગ્લેંડના રાજા તરીકે સ્વીકાર્યો.
વિલિયમ ફ્રાન્સનું બળ તોડવા ઇચ્છતો હતો.

**બનાવો.**

માર્લબરો યુરોપ વીંધી કુચ કરે છે; બ્લેન્હીમની જીત, રામીલીઝ, ઔડીનાર્ડ, અને માલપ્લાકેટના વિજય.

નેધરલેન્ડના મુખ્ય ગઢ તાબે થાય છે.

સ્પેઇનની વારાફરતી હારજીત.

**પરિણામ.**

૧. યુટ્રેકટનું તહનામું.

ફ્રાન્સ વડા રાજપાખંડીનો પક્ષ તજે છે.
જીબ્રાલ્ટર અને માઇનોર્કા અંગ્રેજોને મળે છે.
ફ્રેન્ચ અને સ્પેઇનની ગાદી ભેગી ન કરવી એમ નક્કી થાય છે.
૨. યુરોપમાં ફ્રેન્ચ બળ તુટે છે.

## ઇંગ્લેંડ અને સ્કોટલેન્ડનો સંયોગ.

**તકરારનાં મૂળ.**

પ્રેસ્બિટેરિયનોનો અંગ્રેજ રાષ્ટ્રધર્મ પ્રત્યેનો વિરોધ.
ડેરીઅન સસ્થાનવાળી યોજનાની નિષ્ફળતા.
સ્કોટ લોકો પોતાની સલામતી માટે એવો કાયદો કરે છે કે અંગ્રેજોનું વર્તન ખરાબ માલમ પડે તો સ્કોટલેન્ડ માટે આન પછી જુદો રાજા ચુંટવો.

**તકરારનો નિકાલ.**

સાઠ સભ્યોના કમિશને તકરાર પતાવી.
ઇંગ્લેડ અને સ્કોટલેન્ડનો સયોગ.
બન્ને દેશોને વેપારની બાબતમાં સમાન હક્ક આપવા.
સ્કોટલેન્ડના કાયદા અને તેની રાષ્ટ્રીય સંસ્થાઓ કાયમ રહે.
લંડનની આમ સભામાં ૪૫ સ્કોટ સભ્યો બેસે.

---

## હેનોવર વંશ. (૧૭૧૪થી ચાલુ)

હવેના બસોએક વર્ષના યુગમાં ખાસ જોવાની વાત એ છે જે રાજસત્તા અધિકાધિક મર્યાદિત બને છે, ઉમરાવ સત્તા થોડોક વખત બળવાન બને છે, અને ત્યારપછી છેવટે લોકસત્તાનો જય થાય છે. આજે રાજા યે છે અને ઉમરાવો પણ છે, પરંતુ મુખ્ય સત્તા આમસભાના હાથમાં છે અને આમસભા પ્રજાની ખરેખરી પ્રતિનિધિ સભા છે;

# પહેલો જ્યોર્જ.

## ક. પારટી પધ્ધતિનું મૂળ.

૧ ત્રીજા વિલિયમના રાજ્યમાં ટોરીઓની અવગણના થઇ તથા વ્હીગો ઉપર કૃપાદષ્ટિ હતી.

૨ આનના રાજ્યમાં જે પાર્ટીની બહુમતિ હોય તેનો આગેવાન પ્રધાનો નીમતો.

૩ પહેલા જ્યોર્જના રાજ્યમાં પાર્ટીના આગેવાને રાજાનું સ્થાન લીધું, અને પાર્ટી પધ્ધતિ સુદ્દઢ બની.

## ખ. વ્હીગ પક્ષની નીતિ,

૧ પોતાની સત્તા કાયમ રાખવા તેમણે ટોરીપક્ષના મુખીઓને સતાવ્યા, તેમણે હુલ્લડનો કાયદો પસાર કર્યો; તેમણે સપ્તવાર્ષીક કાયદો એટલે કે પાર્લમેન્ટ ત્રણ વર્ષ નહિ પણ સાત વર્ષ સુધી ટકાવી શકાય, એવો ધારો કર્યો; તેમણે નવા ઉમરાવો ન કરી શકાય એવી જાતનો કાયદો કરાવવા મહેનત કરવી.

૨ તેમના કારભાર દરમ્યાન બનેલા બીજા બનાવો;

ક; પદરનો બળવો;

ખ; દક્ષિણ મહાસાગરનો પરપોટો;

ગ; સ્પેઇન સામે ચાર રાજ્યોનો એકકો

# બીજો જ્યોર્જ.

## ક. વોલવોલનો કારભાર.

### ૧ આમસભાનો આગેવાન.

નાણાં વિષયક ચતુરાઇ અને ઉમરાવ વિષેના બિલ સામે તેણે વિરોધ ઉઠાવ્યો તેને લીધે વોલપોલ આમસભાનો નેતા બન્યો;

### ૨ વડો પ્રધાન.

ક. રાજા વિદેશી હોવાથી બ્રિટનમાં વડા પ્રધાનની સ્થાપના થઇ

ખ. પારટી પધ્ધતિનો વિકાસ. બધા પ્રધાનો એકજ પારટીના હોવા જોઇએ.

ગ. અવિગ્રહ નીતિ.

ઘ. સત્તાલોભને લીધે કાબેલ પુરૂષો તેનો વિરોધ કરે છે. 'એક્સાઇઝ બિલ' અને સ્પેઇન સાથે યુદ્ધ.

ચ. સ્પેઇન સાથેના યુદ્ધમાં નિષ્ફળ થવાથી વોલપોલને રાજીનામું આપવું પડે છે.

## ખ. પેલ્હામનો કારભાર.

### ૧. ઓસ્ટ્રીઆની ગાદી માટેનું યુદ્ધ.

ક. બાદશાહી ફરમાન, અને પ્રશીઆવાળા ફ્રેડરીકની દિન પર દિન વધતી જતી સત્તા, અને સ્પેઇન તથા ફ્રાન્સ વચ્ચે થએલા કુટુમ્બી કરાર, આ કારણોને લીધે બ્રિટન મેરીઆ થેરેસાના પક્ષમાં જોડાયું.

ખ. અંગ્રેજ કાફલાની જીત; ડેટીન્જન આગળ અંગ્રેજ સૈન્યની જીત; ફોન્ટીનોય આગળ ફ્રાન્સની જીત.

ગ. મેરીઆ થેરેસા ઓસ્ટ્રીઆની ગાદીએ આવી. પણ ફ્રેડરીકને સાઈલેશીઆ પ્રાંત પચ્યો.

### ૨. પીસ્તાળીસનું બંડ.

ક. ઓસ્ટ્રીઆવાળા યુદ્ધનો લાભ લઈ જેકોબાઇટ લોકોએ નાના રાજપાખંડીના લાભ માટે બંડ ઉઠાવ્યું.

ખ. ફ્રેન્ચ કાફલાને તોફાન નડયું. જેકોબાઇટોએ એડિનબરો સર કર્યું, પ્રેસ્ટન પેન્સ અને ફોકર્ક આગળ જીત મેળવી. પછી કલોડન મૂર આગળ તેઓ હાર્યા

ગ. સ્ટુઅર્ટોના લાભ માટે થએલા પ્રયાસોમાં આ છેલ્લો હતો. ઐલાશાપેલના તહનામામાં સૌ રાજ્યોએ હેનોવર વંશનો હક્ક સ્વીકાર્યો.

## ગ. ન્યુકેસલનો કારભાર.

### ૧. સાત વર્ષનું યુદ્ધ.

ક. મેરીઆ થેરેસા સાઈલેશીઆ પ્રાંત પાછો મેળવવા ઈંતેજાર હતી, અને ફ્રાન્સ તેની સાથે જોડાયું. ઇંગ્લેંડે ફ્રાન્સ સાથેના પોતાના સસ્થાની ઝઘડા પતાવવા માટે આ પ્રસગ સાધ્યો.

ખ. યુદ્ધનો આરંભ વિનાશકારક. માઈનોર્કા આદિ સ્થળો ઇંગ્લેંડે ગુમાવ્યાં. ડયુક ઓફ કમ્બરલેન્ડ ફ્રેન્ચને તાબે થયો તથા તેણે નામોશી ભર્યા કરાર કર્યા.

ગ. પિટે પરાજયમાંથી જય પેદા કર્યો.

તેણે ફ્રેડરીકને નાણાં મદદ આપી; બ્રિટિશ સેનાને વિદેશી સેનાપતિના હાથ હેઠળ મુકી; સસ્થાનોમાં સૈન્ય મોકલ્યાં; મિન્ડન આગળ બ્રિટિશનો જય થયો, લેગોસ અને કિવબેરોન બે નજીક બ્રિટિશ નૌકા જીત્યું.

બ્રિટિશ સેનાએ ડુકવેસ્નેં અને લુઇબર્ગ સર કર્યાં. વુલ્ફે કિવબેક સર કર્યું અને ઓગણસાઠની સાલ અદ્ભુત ગણાઈ.

હિંદમાં વાન્દીવોશ આગળ ફ્રેન્ચો હાર્યા.

ઘ. ઇંગ્લેંડને સંસ્થાનોમાં વિશાળ મુલક મળ્યો; જર્મનીના રણક્ષેત્રમાં થએલા જયથી તેને હિંદુસ્તાન અને કેનેડા પ્રાપ્ત થયાં.

## ઘ. સ્ટુઅર્ટ પુનઃસ્થાપના માટેના પ્રયાસ.

### ૧. ત્રીજા વિલિયમના રાજ્યમાં બીજા જેઈમ્સ માટે.

ક. સ્કોટલેન્ડમાં ડન્ડીની સરદારી હેઠળ બંડ; કિલિકેન્કી આગળ તેનો જય; પરતુ તેનું મરણ થતાં બડનો અન્ત આવ્યો.

ખ. આયર્લેંડમાં બંડ; શરૂઆતમાં બંડખોરોનો જય; પાછળથી તેમની હાર; લંડનડેરી, એનીસ્કીલન સર કરવામાં મળેલી નિષ્ફળતા, બોઇન નદીની લડાઇ; લિમરીક તાબે.

ગ. ઇંગ્લેંડમાં જેકોબાઇટ કાવત્રાંખોરોને દાબી દેવામાં આવ્યા.

### ૨. પહેલા જ્યોર્જના વખતમાં પંદરનું બંડ.

અર્લ ઓફ મારની સરદારી હેઠળ બીજા જેઇમ્સના પુત્રને ગાદીએ આણવા સ્કોટ હાઇલેન્ડરો અને અંગ્રેજ જેકોબાઇટોએ ઝુંડો ઉઠાવ્યો. પ્રેસ્ટનમાં હાર્યા, શેરીફમુરમાં જીત્યા; લોકોની સહાનુભુતિનો અભાવ તથા આગેવાનની ઓછી આવડતને લીધે બળવો નિષ્ફળ બન્યો.

### ૩. બીજા જ્યોર્જના રાજ્યમાં પીસ્તાળીસનું બંડ.

શરૂઆતમાં બંડખોરોનો જય; તેમણે એડિનબરો સર કર્યું, પ્રેસ્ટન પેન્સમાં જીત્યા, ફોકર્કમાં જીત્યા, કલોડન મૂર આગળ સજ્જડ હાર્યા.

### ૪. પરિણામ.

એલાંશાપેલના તહનામામાં સૌ રાજ્યોએ હેનોવર વંશનો હક્ક કબુલ રાખ્યો.

---

## ત્રીજો જ્યોર્જ.

### ક. રાજા વિરૂદ્ધ ઉમરાવો.

ત્રીજા જ્યોર્જની ઇચ્છા કેવળ નામનો રાજા નહિ પણ વાસ્તવિક રાજા થવાની હતી. તે માટે તેણે આ ઉપાયો યોજ્યા—

૧. 'રાજમિત્રો' એ નામનો પક્ષ ઉભો કર્યો.

૨. વ્હીગોમાં થએલા કુસંપનો તેણે લાભ લીધો.

૩. પ્રધાનોની નીમણુક તે પોતેજ કરતો, અને તેમના વિચાર નાપસંદ પડતા તો તેમને કાઢી મુકતો.

#### વ્હીગ પક્ષનો વિરોધ.

૧. તેમણે રાજા સામે વિલ્કીસને ચઢાવી આપ્યો.

૨. અમેરિકન સ્વાતન્ત્ર્યના યુદ્ધનું જોખમ તેમણે રાજાના શિરપર ઢોળ્યું.

૩. નાનો પિટ ૧૭૮૪માં પ્રધાન થયો તે ઉમરાવોના વિજયનો આરંભ સૂચવે છે.

૪. રાજ્યરક્ષણના પ્રસંગનો લાભ લઈ પાર્લમેન્ટે ઉમરાવોની સત્તા સ્થાપિત કરી.

## ખ. અમેરિકન સ્વાતંત્ર્યનું યુદ્ધ.

### કારણો.

૧. સંસ્થાનોમાં સામાન્ય અસંતોષ. નૌકાનયનના કાયદા, વેપારી પ્રતિબંધ, અને હુન્નરને લગતા પ્રતિબંધ.

૨. સંસ્થાનો ભાગીદાર જેવી સ્થિતિનો દાવો કરતા હતા. આત્મ સંમતિ વિનાના કર આપવા ના પાડતા.

૩. ઇંગ્લેંડ તેમને આધીનદેશ તરીખે ગણતું હતું; તેમની સંમતિ વિનાના કર નખાયા.

૪. સ્ટેમ્પનો કાયદો.

૫. કાગળ, કાચ, અને ચાહ પર જકાત.

૬. બોસ્ટનવાળાઓએ ચાહ દરિયામાં પધરાવી.

### બનાવો.

૧. બન્કર હિલની ખર્ચાળ જીત.

૨. વોશિંગ્ટન બોસ્ટનને છોડાવી, ન્યુયોર્ક સર કરે છે.

૩. બર્ગોઇન સારાટોગા આગળ, અને કોર્નવોલિસ યોર્ક ટાઉન આગળ તાબે થાય છે.

૪. ફ્રાન્સ અને સ્પેઇન સસ્થાન-પક્ષમાં જોડાય છે.

૫. રશીઆ, ડેન્માર્ક, અને સ્વિડને ઇંગ્લેંડનો તટસ્થ દેશનાં વહાણોની જડતી લેવાનો હક્ક તોડવા એક્કો કર્યો.

૬. ઇંગ્લેંડ ભારે સંકડામણમાં; જીબ્રાલ્ટર પર ઘેરો.

૭. રોડનીએ ઇંગ્લિશ નૌકાનું નામ રાખ્યું.

૮. જીબ્રાલ્ટર મુક્ત થયું.

### પરિણામ.

૧. અમેરિકન સંસ્થાનો સ્વતંત્ર બન્યાં.

૨. બ્રિટિશનો રાજ્યવિસ્તાર થોડોક સમય અટક્યો.

૩. બ્રિટિશનું દરિયાઇ સર્વોપરિપણું સુદૃઢ સ્થપાયું.

## ગ. ફ્રેન્ચ રાજ્ય વિપ્લવ.

## કારણો.

૧. રાજદરબારનું ઉડાઉપણું.

૨. ફ્રાન્સની ગરીબાઈ.

૩. કર આકારવાની પદ્ધતિના દોષ.

૪. ખેડુતવર્ગનો મરો.

૫. ઉચ્ચ નીચ વર્ગો વચ્ચે વૈરભાવ.

૬. અમેરિકન સંસ્થાનીઓની ફત્તેહ.

૭. વોલ્ટેર, રૂસો આદિનાં લખાણ.

૮. રાષ્ટ્રીય સભા દાબી દેવાના પ્રયત્ન.

## ફત્તેહ.

૧. આરંભની ફત્તેહ. પ્રજામાં વૈરભાવની વૃદ્ધિ.

૨. ત્યારપછીની ફત્તેહ.

૩. નેપોલીઅનના વિજય.

## ઇંગ્લેંડનું વલણ.

૧. આરભમાં ઇંગ્લેંડે આ વિપ્લવને નવા યુગનો પ્રાતઃકાળ ગણી તેને વધાવી લીધો.

૨. વિપ્લવ વિષેના બર્કના પુસ્તકે લોકોના અભિપ્રાય પલટાવ્યા.

૩. બ્રિટનમાં વિપ્લવ વિરૂદ્ધની નીતિ, દ્રોહી પત્ર વ્યવહારનો કાયદો, હેબીઅસ કોર્પસ કાયદાની બંધિ, દ્રોહી કૃત્ય વિષેનું બિલ, દ્રોહી સભાઓ વિષેનું બિલ.

૪. પરદેશમાં પણ વિપ્લવ વિરૂદ્ધની નીતિ, ફ્રાન્સ સામે યુરોપી રાજ્યોનો એકો, અને વિપ્લવમાંથી નીપજેલાં યુદ્ધ.

## ઇંગ્લિશ અને ફ્રેન્ચ રાજ્યવિપ્લવ.

૧. ઇંગ્લિશ વિપ્લવ, રાજસંસ્થામાં શાંતિથી અને રક્તપાત વિના ફેરફાર થયા; મર્યાદિત રાજસત્તાની સ્થાપના; ઉમરાવોની સત્તા; લોકસત્તાની દિશામાં પહેલું પગલું.

૨. ફ્રેન્ચ વિપ્લવ, ઉચ્છેદક નવિનતાઓ, પારવિનાની ખુના મરકી અને લુંટફાટ; અંતે લશ્કરી સેનાપતિનું રાજ્ય.

**ક્ષ. વિપ્લવવાળાઓનું પ્રથમ યુદ્ધ. ( ૧૭૯૩-૧૮૦૨ )**

૧. જમીન પર ફ્રેન્ચોની ફત્તેહ.

૨. અંગ્રેજ કાફલો ફ્રેન્ચ કાફલાને હરાવે છે.

૩. ફ્રાન્સ ઈંગ્લેન્ડ પર સ્વારી કરવા તૈયારી કરે છે; પરંતુ અગ્રેજોની કેઇપ સેન્ટ વિન્સેન્ટ અને કેમ્પર ડાઉન આગળ જીત થવાથી શત્રુની ધારણા ધૂળ ભેગી થાય છે.

૪. નેપોલીઅને અંગ્રેજ સંસ્થાનો પર ફટકો મારવાની યુક્તિ ઘડી. પરંતુ નાઇલની લડાઈ, એકરનો અચ્છો બચાવ, અબુકર અને એલેકઝાન્ડ્રીઆ આગળના અંગ્રેજ વિજયોને લીધે તેની યુક્તિ નિષ્ફળ નીવડી.

૫. રશીઆ, સ્વિડન, અને ડેન્માર્કે પાછો બ્રિટન સામે એક્કો કર્યો; પરંતુ કોપનહેગન આગળ અંગ્રેજોની જીત થવાથી તે એકકો તુટી ગયો.

૬. આમીઅન્સની સુલેહ.

**ચ. નેપોલીઅનવાળું યુદ્ધ. ૧૮૦૩-૧૮૧૫**

૧. નેપોલીઅને ઈંગ્લેડ પર ચઢાઈ લઈ જવાની તૈયારી કરી. ટ્રૅફાલગરની જીતથી તેની ધારણા નકામી બની.

૨. બર્લિન ફરમાન વડે તેણે ઈંગ્લેંડનો બહિષ્કાર કરાવ્યો. પરંતુ ઈંગ્લેડે સામા 'ઓર્ડર્સ ઇન કાઉન્સિલ' બહાર પાડયા; એક કાફલો કોપન હેગન અને બીજો વાલચેરન તરફ મોકલ્યો. દ્વીપકલ્પીય યુદ્ધમાં પણ બ્રિટને અચ્છી બજાવી. ફ્રેન્ચોને પોર્ટુગલ અને સ્પેઇનમાંથી નાસવું પડયું.

૩. નેપોલીઅનને મોસ્કોથી થએલી પીછેહઠ વિનાશકારક નીવડી. લીપઝીગ આગળ તેની હાર થઈ. પરિણામે વેલિંગ્ટન તેને હરાવી શકયો.

**છ. દ્વીપકલ્પીય યુદ્ધ.**

૧. વેલિંગ્ટને ફ્રેન્ચોને વીમીરોમાં હરાવ્યા.

૨. સર જોન મૂર કોરૂના આગળ હાર ખાતો બચી ગયો.

૩. વેલિંગ્ટન તાલાવેરામાં જીત્યો, પરંતુ તેને પોર્ટુગલ તરફ હઠવું પડયું.

૪. વેલિંગ્ટન સાલામાન્કાની લડાઈ જીત્યો, પણ પાછું તેને પોર્ટુગલ તરફ હઠવું પડયું.

૫. તેણે પોર્ટુગલ છોડી, વિટોરીઆની લડાઈ જીતી, ફ્રેન્ચ લોકોને સ્પેઇનિ બહાર કાઢયા.

**જ. સો દિવસવાળું યુદ્ધ.**

૧. નેપોલીઅન, વેલિંગ્ટન અને બ્લુશરનાં સૈન્યો એક થતાં અટકાવવા ઇચ્છતો હતો; બ્લુશર લિગ્ની આગળ હાર્યો; વેલિંગ્ટન વોટર્લુ તરફ હઠયો.

૨. નેપોલીઅને ૧૮મી જુન ૧૮૧૫ને દિને વેલિંગ્ટન પર હુમલો કર્યો; બ્લુશરના વખતસર આગમનને લીધે નેપોલીઅનનું ભાગ્ય શીવાઇ ગયું.

ફ્રાન્સ સાથેનાં આ યુદ્ધોનાં પરિણામે ઇગ્લેંડનું દરિઆઈ સર્વોપરિ પણું, તેની સંસ્થાન વૃદ્ધિ, હિંદુસ્તાનમાં તેની સર્વોપરિ સત્તાની સ્થાપના, એ સઘળી વસ્તુઓ બનવા પામી. ઇગ્લેંડમાં અસતોષ જાગ્યો ખરો, પરંતુ સખ્તાઇથી સરકારે તેને દાબી દીધો.

---

## ચોથો જ્યોર્જ.

### ત્રણ મહાપ્રશ્નો.

૧. પાર્લમેન્ટની સુધારણા.

રસૈલના પ્રયાસ નિષ્ફળ ગયા, પરંતુ તેથી ૧૮૩૨ના સુધારા બિલનો માર્ગ તૈયાર થયો.

૨. કેથોલિક મુક્તિ.

ક. કેનીંગે આ કાર્ય માટે પ્રયાસ કર્યા પરંતુ તેના અકાળ મૃત્યુને લીધે તે બંધ પડયા.

ખ. ઓકોનેલે કેથોલિક મંડળ સ્થાપ્યું અને તેની મારફતે પાર્લમેન્ટ માટે કેથોલિક સભ્યો ચુંટાવવા તજવીજ કરી.

ગ. ઓકોનેલની ફત્તેહથી સરકારની ખાત્રી થઈ ગઈ કે પ્રજા વિગ્રહ અથવા કેથોલિક મુક્તિ એ વિના ત્રીજો ઇલાજ નથી.

૩. નિરંકુશ વેપાર.

હસ્કીસને અંગ્રેજ અને અન્ય દેશનાં વહાણોને સમાન ગણ્યાં (આ નીતિ નૌકાનયનના ધારાથી ઉલટી હતી.)

---

# ચોથો વિલિયમ.

## સુધારા.

### ૧. પાર્લમેન્ટની સુધારણા.

**ક. આવશ્યકતા.**

૧. 'ખિસ્સાનાં અને સડેલાં' ગામોનું અસ્તિત્વ.

૨. હુન્નરને લીધે અમુક શહેરો મોટાં બન્યાં હતાં.

**ખ. પ્રયાસ.**

૧. ઉમરાવો સુધારા બિલ નાપાસ કરે છે.

૨. ઉમરાવો તે બિલમાં કાપકુપ કરે છે.

૩. નવા ઉમરાવો ઉભા કરવાની ધમકી.

**ગ. પરિણામ.**

૧. છપ્પન સડેલાં ગામોનો અધિકાર રદ થાય છે.

૨. બત્રીશ નાનાં ગામોને બબ્બે સભ્યોનો હક હતો તેને બદલે એકેકનો થઈ જાય છે.

૩. મોટાં અને નવાં, હુન્નરને લીધે વધેલાં શહેરોને ૧૪૩ સભ્યોનો હક વહેંચી અપાય છે.

૪. મતાધિકાર વિસ્તારવામાં આવે છે.

૫. આમસભા હવે ઉમરાવો અને જમીનદારોની નીમેલી નહિ, પણ મધ્યવર્ગોની પ્રતિનિધિ સભા બની.

### ૨. ઔદ્યોગિક વિપ્લવ.

ઈંગ્લંડ ખેતીપ્રધાન દેશ મટી હુન્નરપ્રધાન બને છે.

**કારણો.**

શાસ્ત્રીય શોધો–કાંતવાના સંચા, સંચાની શાળ, અને કારખાનામાં વરાળયંત્રનો ઉપયોગ.

**પરિણામ.**

૧. ગામડાં તુટયાં; કારખાનાવાળાં શહેરોમાં વસ્તી હદપાર વધી.
૨. મોટાં ઉદ્યોગપ્રધાન શહેરોની વૃદ્ધિ.
૩. વાહનરીતિ અને વસ્તુઓ ઉત્પન્ન કરવાની રીતિમાં સુધારા.
૪. ઇંગ્લેંડ 'દુનિયાનું કારખાનું' બને છે.

### ૩. સામાજિક સુધારા.

૧. ગુલામીને તિલાંજલી.
૨. ગરીબીના કાયદામાં સુધારા.
૩. બાળ-કામદારો માટે રક્ષણના કાયદા.
૪. આમસભામાં કોણ કેવો મત આપે છે તેની પ્રસિદ્ધિ.

---

## વિકટોરીઆ.

**ક. પાર્લમેન્ટની સત્તાનો તથા પાર્ટી પદ્ધતિનો વિસ્તાર.**

૧૬૪૦. લાંબી પાર્લમેન્ટના આપખુદી વર્તનને લીધે કેવેલિયર (ભવિષ્યમાં ટોરી) અને રાઉન્ડહેડ (ભવિષ્યમાં વ્હીગ) એવા બે લશ્કરી પક્ષ પડયા.

૧૬૮૦. બાતલ બિલ વેળા પાર્લમેન્ટમાં અરજી કરનારા ( વ્હીગ ) અને તેનો તિરસ્કાર કરનારા ( ટોરી ) એવા ભેદ પડયા.

૧૬૮૮માં વ્હીગ અને ટોરી બન્નેએ ભેગા થઈ વિલિયમને આમંત્રણ મોકલ્યું; તેણે પ્રજા હક્કના કાયદા પર સહી કરી અને એ કાયદો મર્યાદિત રાજસત્તા અને પાર્લમેન્ટની સત્તાનો સ્થાપક હતો.

૧૬૮૮થી ૧૭૦૨ દરમ્યાન ત્રીજા વિલિયમે વ્હીગપક્ષનું કહ્યું કર્યું; અને એ રીતે પાર્ટી પદ્ધતિનાં બીજ નાંખ્યાં.

૧૭૧૪થી ૧૭૬૦. પહેલા બે જ્યોર્જોના રાજ્યમાં પાર્ટી પદ્ધતિ બરાબર સુદૃઢ થઈ. વોલપોલ વડો પ્રધાન બન્યો, અને વાસ્તવિક રીતે

તેણે રાજાનું સ્થાન લીધું. ઉપરાંત કેબિનેટ, પ્રધાનમંડળ ક્રમે ક્રમે સંપીલું બનતું ગયું અને સર્વ રાજહક્ક તેણે હાથ કર્યા.

૧૭૬૦–૧૭૮૪. ત્રીજા જ્યોર્જે રાજસત્તા પુનઃસ્થાપવાનાં મિથ્યા ફાંફાં માર્યાં. પરંતુ નાના પિટે તેની ધારણાઓ નિષ્ફળ બનાવી.

૧૮૩૨માં સુધારાનો કાયદો પાસ થયો. ત્યારબાદ મત કોણે કઈ બાજુ આપ્યા તે દર્શાવનારી યાદીઓ છપાવવાનો ઠરાવ થયો. આ અરસામાં વ્હીગ લોકો લિબરલ, અને ટોરીઓ કોન્ઝર્વેટીવ કહેવાવા લાગ્યા. ૧૮૩૨ના સુધારા, તથા તેની પછી થએલા ૧૮૬૭ અને ૧૮૮૪ના સુધારાને લીધે લિબરલોમાં મધ્યમ, આગળ પડતા, અને ઉચ્છેદકો એવા ભેદ પડયા. એજ રીતે કોન્ઝર્વેટીવોમાં કડકડતા ટોરી, અને લોકપક્ષની લાગણીવાળા ટોરી એવા ભેદ પડયા. આયરિશ હોમરૂલને લીધે ટોરીઓમાં પાછા યુનીઅનીસ્ટ અને લિબરલ યુનીઅનીસ્ટ એવા પક્ષ પડયા.

૧૮૩૭–૧૯૦૧. વિકટોરીઆના રાજ્ય દરમ્યાન આમસભા ઘણી બળવાન બની. વડા પ્રધાનના હાથમાં, બીજા પ્રધાનોની બહાલી બરતરફીની સત્તા આવી. હવેથી આખુ પ્રધાન મંડળ દરેક પ્રધાનનાં કૃત્યો માટે જવાબદાર બન્યું.

## ખ. પટાવાળીઆની ચળવળ.

**કારણ**—૧૮૩૨ની સુધારણામાંથી નીપજેલો અસંતોષ.

**માંગણી**—ગુપ્ત મતની પદ્ધતિ; ચુંટણી માટે દેશના સરખા ભાગ પાડવા; સાર્વજનિક મતાધિકાર; પાર્લમેન્ટની ચુટણી દર વર્ષે; સભ્યો માટે મિલ્કતનું ધોરણ રદ કરવું; સભ્યોને પગાર.

**વિકાસ**—હિંસાવાદી પટાવાળીઆ; નૈતિક બળ ઉપર આધાર રાખનારા પટાવાળીઆ; હુલ્લડો; જંગી અરજપત્રની નિષ્ફળતા; ક્રમેક્રમે નાબુદ થાય છે.

**ટીકા**—તે જમાનામાં પટાવાળીઆ સમાજ શત્રુ ગણાયા.

**આજે તેમની લગભગ સર્વ માંગણી અમલમાં આવી છે.**

### ગ. નિરંકુશ વેપાર.

**અર્થ**

૧. માલ લઈ જવાનું કામ અંગ્રેજ વહાણો અથવા બીજા દેશોના વહાણોમાં થઇ શકે.

૨. માલની આયાત નીકાસ જકાત અથવા પ્રતિબંધ વિના થવા દેવી.

**વિકાસ**

૧. ચોથા જ્યોર્જના રાજ્યમાં હસ્કીસને નૌકાનયનના કાયદાવાળી નીતિ રદ કરાવી.

૨. વિકટોરીઆના રાજ્યમાં અનાજના કાયદા વિરૂદ્ધનું મંડળ સ્થપાયું અને તેણે સંરક્ષણ નીતિ સામે ચળવળ ચલાવી.

૩. ૧૮૪૬ માં અનાજના કાયદા રદ થયા. નિરંકુશ નીતિનું આ પ્રથમ પગલું હતું.

### ઘ. બોર વિગ્રહ.

**કારણો.**

૧. બોર લોકોનો વિજાતિ પ્રત્યે દ્વેષભાવ.

૨. હીરા અને સોનું હાથ લાગે છે.

૩. ૧૮૭૭થી ૧૮૮૧ સુધી ટ્રાન્સવાલનું જોડાણ.

૪. બ્રિટિશ સંસ્થાનીઓની સમાન હકકની માંગણી.

૫. ૧૮૯૫માં જેમીસનનો હુમલો.

૬. ક્રુગર અને બ્રિટિશ સરકાર વચ્ચે ત્રુટ.

**બનાવો.**

૧. લેડીસ્મિથ, કિમ્બર્લી, અને મેફેકીંગના ઘેરા.

૨. એ શહેરોને છોડવવાના પ્રયાસ નિષ્ફળ.

૩. બ્રિટિશની ઉપરાઉપરી હાર.

૪. લોર્ડ રોબર્ટસ સેનાધ્યક્ષ; કિમ્બર્લી અને લેડીસ્મિથ છોડવ્યા; બોર લોકોને હરાવ્યા.

**પરિણામ.**

૧. બોઅર પ્રદેશો જોડી દેવાયાં (૧૯૦૨).

૨. દક્ષિણ આફ્રિકાનું સંયુકત રાજ્ય (૧૯૦૬).

**ચ. પૂર્વનો પ્રશ્ન.**

**૧૮૫૦ પૂર્વે.**

૧. ૧૮૨૧માં ગ્રીક લોકોને સ્વાતંત્ર્ય યુદ્ધમાં મદદ આપવામાં તથા કોન્સ્ટેન્ટીનોપલ વિષેની રશીઆની અભિલાષા વ્યર્થ બનાવવામાં બ્રિટન ફાવ્યું.

૨. ૧૮૩૩માં ઇંગ્લેંડ, રશીઆ, ઓસ્ટ્રીઆ અને પ્રશીઆએ એક્કો કરી મહમદઅલીને તુર્કીના સુલતાન ઉપર હુમલા કરતો અટકાવ્યો.

**૧૮૫૦ થી ૧૯૦૦ સુધી.**

૧. ૧૮૫૪માં ઇંગ્લેંડ અને ફ્રાન્સે રશીઆ વિરૂદ્ધ તુર્કીનો પક્ષ લીધો. ક્રીમાઅન યુદ્ધમાં રશીઆની હાર થયા પછી તુર્કીનું રાજ્ય અખડિત રાખવું એવી આંતર રાષ્ટ્રીય બાંહેધરી અપાઈ. રશીઆના લડાયક જહાજો માટે કાળો સમુદ્ર બધ થયો.

૨. ૧૮૬૯માં ઇંગ્લેંડનો 'સુવેઝ કનાલ' પર હક્ક થયો.

૩. ૧૮૭૭માં રશીઆએ કોન્સ્ટેન્ટીનોપલ સર કરવા પ્રયત્ન કર્યો પણ ઇંગ્લેંડે તેને ફાવવા ન દીધું.

૪. ૧૮૭૯માં ઇજીપ્તમાં ઇંગ્લેંડના પગપેસારા વિષે વિરોધ ઉઠાવનારા ફ્રાન્સને ઇંગ્લેંડે ઇજીપ્તના આર્થિક વહીવટમાં હીસ્સો આપ્યો.

૫. ૧૮૮૨માં અરબી પાશાનો બળવો શાંત થયા પછી દ્વિમુખી સત્તાનો અંત આવ્યો અને ઇંગ્લેંડે ઇજીપ્તનો કામચલાઉ કબજો લેવાનો નિશ્ચય કર્યો.

૬. ૧૮૯૮માં ફેશોડાવાળા બનાવ પછી ઇંગ્લેંડે આખા નાઇલ નદીવાળા પ્રદેશમાં પોતાની વગ જમાવી.

**૧૯૦૦ પછી.**

૧. ૧૯૧૨માં બાલ્કન રાજ્યોએ તુર્કીને હરાવ્યું પરંતુ યુરોપનાં મોટાં રાજ્યોએ બાલ્કન રાજ્યોનું મંડળ તોડી નાંખી તુર્કીની સલ્તનત યુરોપમાં ટકાવી રાખી.

૨. ૧૯૧૪માં મહાન વિગ્રહ શરૂ થયો. મિત્રમંડળે કોન્સ્ટેન્ટીનોપલ સર કરવા મહેનત કરી, પણ વ્યર્થ.

તુર્કોએ સુવેઝની નહેરનો કબજો લેવા ફોકટ ફાંફાં માર્યાં. લડાઈ પછી યુરોપમાં તુર્કી તાબે ફક્ત કોન્સ્ટેન્ટીનોપલ રહ્યું અને તે પર પણ મિત્ર-રાજ્યોનો લશ્કરી અંકુશ હતો.

૩. ૧૯૨૧માં ઇજીપ્તને સ્વરાજ્ય મળ્યું; પરતુ ઇંગ્લેંડે સુવેઝ કનાલ અને કેઇપ-કેરો રેલ્વેવાળા પ્રદેશ રાખ્યા.

૪. ૧૯૨૨માં ઇંગ્લેંડના ઉત્તેજનને લીધે ગ્રીસે તુર્કી પર હુમલો કર્યો; પરતુ ફ્રાન્સની મદદથી તુર્કી જીત્યું. ફ્રાન્સ અને ઇંગ્લેંડને આ પ્રમાણે થએલા ઝઘડાને લીધે તુર્કી પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવી શક્યું.

---

## વીસમી સદી.

સાતમા એડવર્ડ અને પાંચમા જ્યોર્જનાં રાજ્યમાં ઘણા બનાવો બન્યા છે, તેમાં પાર્લમેન્ટ એકટ, અને ૧૯૧૪નો મહાન વિગ્રહ, મુખ્ય છે.

### પાર્લમેન્ટની સુધારણા.

**આવશ્યકતા.**

૧. ખિસ્સાનાં અને સડેલાં ગામોનું અસ્તિત્વ.

૨. હુન્નરને લીધે થએલાં નવાં શહેરો.

**પ્રયત્નો.**

ત્રીજા જ્યોર્જના રાજ્યમાં નાના પિટે, અને ચોથા જ્યોર્જના રાજ્યમાં લોર્ડ જોન રસેલે કરેલા નિષ્ફળ પ્રયાસ.

**સુધારા.**

**ક. ૧૮૩૨માં અર્લ ગ્રેએ કરેલા.**

૧. છપ્પન 'સડેલાં' ગામોનો અધિકાર રદ થાય છે.

૨. બત્રીશ નાનાં ગામોને બબ્બે સભ્યો મોકલવાનો અધિકાર હતો તેને બદલે એકેકનો થાય છે.

૩. મોટાં અને નવાં શહેરોને ૧૪૩ સભ્યોનો હક્ક વહેંચી અપાય છે.

૪. મતાધિકાર વિસ્તારવામાં આવે છે; શહેરોમાં વર્ષે દશ પાઉન્ડની ઉપજવાળા ઘરવાળાને, તથા જીલ્લામાં વર્ષે પચાશ પાઉન્ડની જમીનવાળાને.

૫. આમસભા હવે ઉમરાવો અને જમીનદારોની નીમેલી નહિ પણ મધ્યવર્ગોની પ્રતિનિધિસભા બની.

**ખ. ૧૮૬૭માં લોર્ડ ડર્બિએ કરેલા.**

૧. મતાધિકાર વિસ્તૃત બને છે; શહેરોમાં ઘરવેરો ભરનારાને તથા વાર્ષિક દશ પાઉન્ડ ભાડું ભરનારાને, અને જીલ્લામાં વર્ષે બાર પાઉન્ડની જમીનવાળાને.

૨. હવે આમસભા કારીગરોની પ્રતિનિધિ સભા બની.

**ગ. ૧૮૮૫માં ગ્લેડસ્ટને કરેલા.**

૧. મતાધિકાર પાછો વધારવામાં આવે છે; ખેતીનું કામ કરનારા મજુરોને મતનો હક્ક મળ્યો.

૨. આમસભામાં હવે તમામ લોકોનું પ્રતિનિધિત્વ થયું.

**ઘ. ૧૯૧૧માં એસ્કવીથે કરેલા.**

૧. પાર્લમેન્ટ એક્ટથી ધારારચનામાં આમસભા સર્વોપરી બને છે.

૨. ઉમરાવો હવે નાણાંબિલ નાપાસ કરી શકતા નથી, અને બીજાં બિલ પણ બહુ બહુ તો બે વર્ષ સુધી અટકાવી શકે છે.

---

## છેલ્લાં સો વર્ષમાં થએલા મહાન્ રાજપુરૂષો.

**૧. સર રોબર્ટ પીલ (૧૭૮૮-૧૮૫૦)**, કોન્ઝર્વેટીવ હોઈ તે પાર્લમેન્ટના સુધારા જેવી બાબતોમાં વિરૂદ્ધ હતો. પરંતુ તેનું કોન્ઝર્વેટીવપણું સમયાનુસારી હતું. જ્યારે તે મુખ્ય પ્રધાન બન્યો ત્યારે તેણે સંરક્ષણનીતિમાં મક્કમ પુરૂષોને પોતાના મદદનીશ પ્રધાનો બનાવ્યા. પરંતુ આસ્તે આસ્તે તે પોતે એ સિદ્ધાન્ત છોડતો ગયો. અનાજની જકાત વિરૂદ્ધનું મંડળ બળવાન થતું ગયું તેની સાથે પીલનું વલણ નિરંકુશ વેપાર નીતિ તરફ

થયું. પ્રથમ તેણે અનાજના કાયદા થોડોક વખત બંધ કરવાની દરખાસ્ત મુકી પરંતુ તેની સામે એવો સજડ વિરોધ થયો કે તેને રાજીનામું આપવું પડયું. તરતજ તે પાછો નીમાયો અને તેણે અનાજના અપ્રિય કાયદા રદ કર્યા. અને સરક્ષણ નીતિના ત્યાગને લીધે ઘણા પુરૂષો તેના દુશ્મન બન્યા, સંરક્ષણવાળાઓએ તેને પડતો મુકયો અને વ્હીગોને તેના પર વિશ્વાસ ન હતો. વળી આયરિશ સયોગ રદ કરવાની ચળવળનો વિરૂદ્ધ હોવાથી તેણે આયરિશ લાગણી ગુમાવી હતી. આથી અનાજના કાયદા રદ કર્યા છતાં તે પાર્ટી વિનાનો પુરૂષ બન્યો હતો. પરિણામે તેણે રાજીનામુ આપ્યું. પોલીસની વ્યવસ્થા તેણે કરી હતી, અને આજે પણ લડનના પોલીસો તેના નામ પરથી 'પીલર' કહેવાય છે.

૨. **લોર્ડ પામર્સ્ટન (૧૭૮૮–૧૮૬૫)**ની રાજકીય કારકીર્દી બહુ લાંબી હતી. લગભગ પચાશ વર્ષ સુધી તેણે ઇંગ્લંડના રાજકાજમાં આગળ પડતો ભાગ લીધો હતો. તેના જાહેર જીવનમા છેલ્લાં ત્રીશ વર્ષ દરમ્યાન ઇંગ્લેડની પરરાજ્યનીતિ ઘડનાર તેજ હતો. સ્વદેશમાં કૅાન્ઝર્વેટીવ, અને પરદેશમાં લીબરલ હતો. હોલેન્ડ સામે બેલ્જીયમે સ્વાતંત્ર્ય યુદ્ધ કર્યું તેમાં તેણે બેલ્જીયમને મદદ આપી. પોર્ટુગલની રાણીને સહાય કરવા તેણે નેપીઅરને મોકલ્યો. આ રીતે પરદેશની લીબરલ મહદાકાંક્ષા તરફ સહાનુભૂતિ દર્શાવી તેણે ઇંગ્લેડની સત્તા અને વગ વધાર્યાં. વળી ચીન સાથે ત્રણ યુદ્ધ થયાં જેને પરિણામે બ્રિટિશ સામ્રાજ્યની વૃદ્ધિ થઈ અને બ્રિટિશ વેપારને વિશિષ્ટ હક્ક મળ્યા, તે કાર્ય પામર્સ્ટનનાંજ હતાં. ક્રીમીઅન યુદ્ધનો શુભ અંત આણુનાર તે હતો. તે ૧૮૦૭માં પાર્લમેન્ટમાં દાખલ થયો હતો અને ત્યારથી લગભગ સાઠ વર્ષ સુધી તે આમસભામાં સભ્ય રહ્યો હતો.

૩. **ગ્લેડસ્ટન. (૧૮૦૯–૧૮૯૮)** અર્વાચીન શ્રેષ્ઠ રાજપુરૂષોમાં ગ્લેડસ્ટનની ગણત્રી થાય છે. ઘણાં વર્ષ સુધી તે લીબરલ પાર્ટીનો આગેવાન હતો. ચાર વખત તે વડો પ્રધાન થયો હતો અને તેના કારભાર દરમ્યાન ઘણા ઉપયોગી કાર્યો થયાં હતાં.

તેની પ્રથમ પ્રધાનગીરી (૧૮૬૮-૧૮૭૪) દરમ્યાન તેણે આયર્લેન્ડ તરફ ઉદાર નીતિ આરંભી; ત્યાંના ખેડુતોનું ભલું કર્યું. વળી તેણે કેળવણી માટે એવો કાયદો કર્યો કે તેર વર્ષની ઉમ્મર સુધી દરેક બાળકને ફરજીયાત ભણાવવું. ઓક્સફર્ડ અને કેમ્બ્રિજમાં પદવીદાન વેળા ધાર્મિક પ્રતિજ્ઞા લેવી પડતી તે તેણે કાઢી નાંખ્યાથી કેથોલિકો હવે ત્યાં ભણતા થયા. કામદારસંઘને તેણે કાયદેસર ઠેરવ્યાં અને એ રીતે કામદારો આપ બળે ઇન્સાફ મેળવવા શક્તિમાન બન્યા. બાદ તેણે પાર્લમેન્ટની ચુંટણીમાં ગુપ્ત મતની પદ્ધતિ દાખલ કરી.

તેની બીજી પ્રધાનગીરી (૧૮૮૦-૧૮૮૫) દરમ્યાન સુધારાનો ત્રીજો કાયદો થયો, જેને પ્રતાપે ખેતીના મજુરો તથા હલકા દરજ્જાના કામદારોને મતાધિકાર મળ્યો નવો આયરિશ લેન્ડ એકટ પાસ થયો.

તેની ત્રીજી અને ચોથી પ્રધાનગીરી (૧૮૮૬ અને ૧૮૯૨-૧૮૯૪) દરમ્યાન તેણે આયર્લેંડને હોમરૂલ અપાવવા મહેનત કરી. પણ તે ફાવ્યો નહિ. આ સર્વ ઉપરથી એમ કહી શકાય કે ગ્લેડસ્ટને પોતાના અમલ દરમ્યાન ઘણા લોકોપયોગી કામ કર્યા.

**૪. ડીઝરાએલી.** (૧૮૦૪-૧૮૮૧) સામાન્ય વર્ગમાં જન્મેલો યાહુદી હતો. તે ટોરીપક્ષનો આગેવાન બન્યો. તેની નવલકથાઓ ઘણી સુંદર છે. તેની વકતૃત્વશક્તિ ઉંચા પ્રકારની હતી. તે બે વખત મુખ્ય પ્રધાન બન્યો હતો. સરક્ષણનીતિ તેને નાપસંદ હતી. તેના શત્રુઓ, લીબરલો સુદ્ધાં તેની શક્તિના વખાણ કરતા તેની હિમ્મતને લીધે બ્રિટન સુવેઝ કનાલ કંપનીમાં ભાગીદાર બની શક્યું. તેણે ચાળીશ લાખ પાઉન્ડે એ કંપનીના શેર ઇજીપ્ત પાસે હતા તે ખરીદી લીધા. અને આને લીધે બ્રિટનના હાથમાં હિંદ આવવાના સૌથી ટુંકા માર્ગમાંનુ એક કિમતી સ્થળ આવ્યું. આ રીતે તેણે બ્રિટનની ઉત્તમ સેવા બજાવી છે. તે ગ્લેડસ્ટનનો કટ્ટો વિરોધી હતો.

**૫. ડેનીઅલ ઓકોનેલ (૧૭૭૫-૧૮૪૭)** આયર્લેન્ડનો સર્વોત્તમ દેશભકત હતો. તે કેથોલિક હતો, અને કેથોલિક મુક્તિ માટે તેણે

જે ઝુંબેશ ચલાવી હતી તેથી તેનું નામ અમર થયું છે. કેથોલિકો ઉપ-રના જાપ્તા રદ કરાવવા સારૂ તેણે એક કેથોલિક મંડળ સ્થાપ્યું. તેનું કામ અને તેને પ્રભાવ એવો અદ્‌ભુત હતો કે એ મંડળમાં દર અઠવાડીએ ૧૦૦૦ પાઉન્ડ જેટલું ફંડ ભરાતું અને આ ફંડ ભરનારા આયર્લેન્ડના નિર્ધન પુરૂષો હતા. સરકારે આ મડળ બંધ કરાવ્યું ત્યાર પછી ઓકોનેલે એક નવું મડળ ઉભું કર્યું. પ્રજા પર તેનો કાબુ એટલો બધો હતો કે તેણે જ્યારે કલેર શહેર તરફથી ઉમેદવારી નોંધાવી ત્યારે લગભગ બધા મત તેને મળ્યા. પ્રોટેસ્ટન્ટ જમીનદારોએ મતદારોને ઘણી ઘણી ધમકી આપી છતાં તેમનું કાંઇ વળ્યું નહિ. પરતુ પ્રોટેસ્ટન્ટ પ્રતિજ્ઞા લેવાનો ધારો હોવાથી તે પાર્લમેન્ટમાં બેસી શકયો નહિ. તેણે બીજા શહેરો અને પર-ગણાઓને એવો બોધ આપ્યો કે તમે પણ કેથોલિક સભ્યો પસદ કરી મોકલો. પર્યંતે તેની ચળવળને પ્રતાપે અગ્રેજ રાજનીતિજ્ઞો સમજ્યા કે જો કેથોલિકોને મુકિત નહિ આપીશું તો આયર્લેન્ડમાં પ્રજાવિગ્રહ થશે. ૧૮૨૯માં કેથોલિક મુકિતનો કાયદો પાસ થયો. ત્યારબાદ તેણે આયર્લેન્ડ ઇંગ્લેંડનો ૧૮૦૦માં થએલો સંયોગ રદ કરાવવાની હીલચાલ ઉપાડી પરતુ પોતાના સાધ્ય સાધવા તેણે સરકારપક્ષને ટેકો આપ્યો તેથી તે અપ્રિય બન્યો

૧૮૪૩માં ફરી તેણે સયોગ રદ કરાવવાની હીલચાલ શરૂ કરી. પરતુ સરકાર વચમાં પડી. ડબ્લીન મુકામે અઢીલાખ આયરિશોની જંગી સભા ભરાવાની હતી તે વિષે મનાઇ હુકમ નીકળ્યો. ઓકોનેલે પોતાના અનુયાયીઓને હુકમને માન આપવા કહ્યું. બાદ રાજદ્રોહ માટે તેને સજા થઇ. પરતુ ઉમરાવ સભાએ તે સજા માફ કરી. પરતુ આવી સહકારનીતિથી યુવકવર્ગ તેનાથી અળગો બન્યો. ૧૮૪૭માં તેનું મરણ થયું.

૬ **એસ્કવીથ, (૧૮૫૨...)** પ્રથમ બેરિસ્ટર હતો. પણ પાછળથી તે પાર્લમેન્ટમાં લીબરલપક્ષ તરફથી આવ્યો. ૧૯૦૫થી ૧૯૦૮ સુધી તે કોશાધ્યક્ષ હતો. ૧૯૦૮માં તે વડો પ્રધાન બન્યો. તેણે ૧૯૧૧માં પાર્લમેન્ટ બિલ અને ૧૯૧૪માં આયર્લેન્ડનું હોમરૂલ બિલ પાસ કરાવ્યું. બાદ મહાન વિગ્રહ થયો, જેને પરિણામે લીબરલ અને કોન્ઝર્વેટીવનું સંયુક્ત પ્રધાનમંડળ નીમાયું. આ મંડળમાં ૨૫ પ્રધાનો હતા તેથી તે

જરૂરી પ્રશ્નોનો નિકાલ લાવવા માટે ઘણું મોટું હતું. લોઇડ જ્યોર્જે પાંચ પ્રધાનોનું એક નાનું મંડળ બનાવવાની દરખાસ્ત મુકી. આ પરથી એસ્કવીથે રાજીનામું આપ્યું. તેની વાદવિવાદ કરવાની શકિત જબરી છે. હાલ તેને અર્લ ઓફ્ ઓકસફર્ડનો ખિતાબ મળેલો હોવાથી તે ઉમરાવ સભામાં વિરાજે છે.

૭. લોઇડ જ્યોર્જ (૧૮૬૩...). ઘણી હલકી સ્થિતિમાંથી પોતાની શકિત અને શ્રમને લીધે છેક ટોચની સ્થિતિએ પહોંચ્યો. ૧૯૦૮માં તે કોશાધ્યક્ષ બન્યો. તેનાં બજેટ (અદાજપત્રકો) પ્રખ્યાત બન્યાં છે. ૧૯૧૫માં તે યુદ્ધસામગ્રી ખાતાનો પ્રધાન બન્યો. એસ્કવીથે તેની નાનું પ્રધાન મંડળ નીમવાની સૂચના અસ્વીકારી અને રાજીનામુ આપ્યું ત્યારે લોઇડ જ્યોર્જ વડો પ્રધાન બન્યો. તેની પ્રધાનગીરી દરમ્યાન તેણે અથાગ કાર્યશક્તિ દર્શાવી, જેને પરિણામે મહાન વિગ્રહનો શુભ અત આવ્યો. લડાઈ પુરી થયા પછી બેકારી, વેપારની મંદી, કામદારોના પગાર વધારવાનો પ્રશ્ન, અને આયરિશ હોમરૂલના કામોમાં તે રોકાયો હતો. તેણે એ હોમરૂલ બિલ પાસ કરાવ્યાં, જેમાંનું પહેલું અવ્યવહાર હતું. પણ બીજા બિલથી આયર્લૅન્ડને ફ્રીસ્ટેઇટ બનાવ્યું છે અને એ રીતે એક અતિ કઠણ પ્રશ્નનો થોડા સમય માટે નિકાલ થએલો દીસે છે. લોઇડ જ્યોર્જ લીબરલ છે. બેકારીનો પ્રશ્ન તે ઉકેલી શકયો નહિ. ૧૯૨૨માં તેણે રાજીનામું આપ્યું. [ અને બોનર લો નામનો યુનીઅનીસ્ટ નેતા વડો પ્રધાન બન્યો. પરંતુ નાદુરસ્ત તબીઅતને લીધે તે ખસી ગયો અને તેનું સ્થાન બાલ્ડવીને લીધું. વર્સાઇલ્સમાં થએલી સુલેહના કરાર એવા આકરા હતા કે તેમાંથી અનેક આંતરરાષ્ટ્રીય મહાપ્રશ્નો ઉભા થયા. ઇંગ્લૅંડમાં બેકારી ચાલુ હતી. બાલ્ડવીને જકાતનીતિમાં સામ્રાજ્યના અંગોને ખાસ લાભ થાય એવી વાત ઉપાડી. આમાં તે ફાવ્યો નહિ અને ૧૯૨૪ના આરંભમાં રામ્સે મેકડોનલ્ડની સરદારી હેઠળ મજુરપક્ષનું પ્રધાનમંડળ નીમાયું. તેમને પણ થોડા વખતમાં જવું પડયું અને બાલ્ડવીન પાછો વડો પ્રધાન બન્યો અને હાલ તેજ કારભાર ચલાવે છે. ]

## BOM. UNIV. S. L. C. PAPERS.

## 1919.

I. What were the chief features of the administration of the Tudor monarchs?

II. Form an estimate of the character and policy of James I.

III. How did the throne of England fall vacant in 1688? How did William III succeed to it? What were the effects of this change?

IV. What led to the Parliamentary Union between England and Scotland? How did the Union affect Scotland?

V. Describe the work of the elder Pitt in connection with the Seven Years' War. Compare with it similar work done by a British minister during the last few years.

VI Give a brief account of the Parliamentary Reform Bills passed in England during the latter half of the 19th. century. Show clearly what good they did to the British people.

VII. What services has the British navy rendered to Great Britain? State, in particular, the part it played in the recent World-War.

VIII. Write brief notes on :—

(i) Nepoleon's Continental System. (ખંડીય ફરમાન.)

(ii) Abolition of the Slave Trade.

(iii) Repeal of the Corn Laws.

(iv) Woman Suffrage. (મતાધિકાર માટે સ્ત્રીઓની હિલચાલ).

## 1920·

1. What were the claims of Henry VII to the throne of England? Explain the various measures by which he sought so make the power of the English Crown absolute.

2. Who were the Puritans? What part did they play in the religious and political history of England in the days of Cromwell and Charles II.

3. Describe the domestic and foreign policy of William III. Why is he considered a great statesman?

4. What do you understand by the cabinet system of Government? Describe the chief features of its working before the outbreak of the recent World War.

5. What led so the revolt of the American Colonies? Account for their success.

Why did the United States of America join the allies in the recent World War?

6. What were the measures adopted by the Younger Pitt at home and abroad in connection with the French Revolutionary War?

7. Sketch the career of Gladstone. In what way did he differ from Disraeli on the Turkish Question?

8. What were the causes of the recent World War? What has been its effect on Russia and Germany?

9. Write short notes on any three of the following:—

(a) The Dissolution of the Monasteries.
(b) The Declaration of Indulgence.
(c) The Chartist movement.
(d) The Parliament Act of 1911.
(e) The League of Nations.



## 1921.

1. "Elizabeth found England divided and weak; she left left it united and strong." Explain this remark with reference to her difficulties and achievements.

2. What were the relations of Charles I with his Parliaments ? Compare them with those of Charles II with his Parliaments ?

3. What were the effects of the Revolution of 1688 on (a) the standing army, (b) appointment of ministers, (c) position of judges ?

4. How was England affected by the Industrial Revolution during the latter half of the 18th. century ?

5. What do you know of the Berlin Decrees of Napoleon and the Orders in Council of the English Government ? What similar measures were adopted by the fighting nations in the recent World War ?

6. Trace the history of the political parties in England from 1832 to 1918.

7. What were the various attempts made to grant Home Rule to Ireland ? What has been the attitude of Ireland towards them ?

8. Write what you know of any three of the following:—

(a) Impeachment and Bill of Attainder.

(b) The Peerage Bill.

(c) The Holy Alliance.

(d) The Old Age Pensions Act.

(e) Imperial Conferences.

## 1922.

1. The chief fault of Henry VIII was his "monstrous selfishness." Examine, in the light of this statement, his relations with (a) his ministers; (b) his Parliament; (c) the Church.

2. Show how Oliver Cromwell rose into power. Analyse his system of government.

3. Mention some of the unconstitutional measures of James II and show how they led to the Revolution of 1688.

4. What was the nature of the rivalry between England and France during the 18th century? What part did the elder Pitt play in this struggle?

5. What is a Coalition Ministry? Mention some important Coalitions. What were the objects with which they were formed and how far did they succeed?

6. What was the state of franchise in England before the Reform Act of 1832? By what stages has this right been extended since then?

7. Review briefly the relations of England with Turkey since the Crimean War.

8. Write short notes on any three of the following:—

(a) Hampton Court Conference.

(b) The theory of Divine Right of Kings.

(c) John Wilkes.

(d) Abolition of Slavery.

(e) Joseph Chamberlain.

## 1923.

1. Describe the relations between England and Spain since the marriage of Mary and Philip II in 1554 to the defeat of the Spanish Armada in 1558. What were the results of the success of England in this struggle ?

2. Who were the chief advisers of Charles I ? What influence did they exercise over his policy and with what result ?

3. What do you understand by Parliamentary Government ? Say how william III was the first sovereign to work it successfully ?

4. Shetch the career of Walpole with particular reference to his services in regard to constitutional, colonial and financial matters ?

5. What were the political and economic grievances of the people of England from the end of the Napoleonic Wars to the middle of 19th century ? How were they remedied ?

6. Explain the terms :— Conservative, Liberal, Unionist, Home Ruler, and Labourite. Mention illustrious names representative of each party.

7. State the leading events of the Administration of Mr. Asquith.

8. Write short notes on any of the following :—

(a) Benevolences.
(b) Jacobites.
(c) The Methodists.
(d) Tarriff Reform.
(e) The near East Question.

## 1924.

I. What were the means employed by Henry VII to secure the throne to himself and his family and to strengthen the power of the Crown ?

II. State the causes of Charles II's popularity at the beginning of his reign. Why did he grow unpopnlar after a few years ?

III. Why did William III acoept the crown of England ? How far was he supported by the English people in his foreign policy ?

IV. How did England's quarrel with the American colonies begin ? How far were the Americans jnstified in their resistance ?

V. Show how the French Revolution influenced the domestic and foreign policy of the Younger Pitt.

VI, Describo the important measures of Gladstone's first administration (1868–1874).

VII. Give a brief account of the career of Mr. Lloyd George.

VIII. Write short notes on any 3 of the following:—

(a) Navigation Laws. (b) Pilgrim Fathers.
(c) Darien Scheme. (d) Free Trade.
(e) Daniel O'Connell.

---

